










# શ્રી જૈન ઢાળ સાગર



છપાવી પ્રસિધ્ધ કરનાર
**શ્રી. શામજી વેલજી વીરાણી**
અને
**શ્રી. કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ**
૭, દિવાનપરા, રાજકોટ

# અનુક્રમણિકા



| ક્રમાંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | મંગલાચરણ | ૬ |
| ૧ | નિવેદન | ૭–૮ |
| ૨ | બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર | ૯–૧૯ |
| ૩ | આદર્શ બતાકર ચલે ગયે તુમ | ૨૦ |
| ૪ | ગ્રન્થો અને ધાર્મિક ઉપકરણોનું મૂલ્ય | ૨૧ |
| ૫ | ભવ્ય આત્માઓની પુણ્ય તિથિઓ | ૨૨ |
| ૬ | આત્મ સાધના | ૨૩ |
| ૭ | આચાર્ય દેવો ભવ | ૨૪ |
| ૮ | શ્રી સામાયિકવ્રત અર્થ સહિત | ૧ |
| ૯ | શ્રી સામાયિકના બત્રીસ દોષ | ૯ |
| ૧૦ | શ્રી કાઉસ્સગ્ગના વીશ દોષ | ૧૩ |
| ૧૧ | શ્રી પ્રતિક્રમણ સૂત્ર અર્થ સહિત | ૧૪ |
| ૧૨ | શ્રી શ્રમણ સૂત્ર | ૩૭ |
| ૧૩ | ખામણા | ૫૨ |
| ૧૪ | ધર્મધ્યાનનો કાઉસ્સગ્ગ | ૬૩ |
| ૧૫ | દશમું–અગિયારમું વ્રત આદરવાની વિધિ | ૬૫ |
| ૧૬ | પોષાના અઢાર દોષ | ૬૫ |
| ૧૭ | શ્રાવકનાં દશ પચ્ચક્ખાણ | ૬૬ |
| ૧૮ | પંચ પરમેષ્ઠિના ૧૦૮ ગુણ–અર્થ સહિત | ૬૮ |
| ૧૯ | શ્રાવકના ૨૧ ગુણ | ૭૧ |
| ૨૦ | છકાયના બોલ | ૭૩ |
| ૨૧ | નવ તત્ત્વ | ૭૭ |
| ૨૨ | મંગળ સ્તોત્રમ્ | ૧૦૭ |
| ૨૩ | લઘુ દંડક | ૧૦૮ |

*

: ફોટા :



*

## नमो समणस्स भगवओ महावीरस्स ।

### શ્રી મંગલાચરણ

*

#### હરિગીત

સત્ ચિત્ અને આનંદરૂપ, અરૂપ, અજર, અવ્યય અહો!
છો પુંજ જ્ઞાનાલોકના, આ લોકના ભાસ્કર મહા,
જે અવિરત અનુપમેય જ્ઞાનાંબોધિ અવગાહન કરે,
તે જ્ઞાનસાગર વીર ત્રિશલાનંદ અમ અઘ તમ હરે

અર્થ —જ્ઞાનસાગર એવા ત્રિશલાનંદન શ્રી વીર પ્રભો! આપ સત્—શાશ્વત, ચિત્—જ્ઞાનઘન અને આનંદ—આનંદઘન હોવાથી સાચા રૂપમાં સચ્ચિદાનંદ છો. સિદ્ધિ વરી અશરીરી થયા તેથી અરૂપી છો પુનર્જન્મ ન હોવાથી અજર છો. અવિનાશી હોવાથી અવ્યય છો. જ્ઞાનરૂપી પ્રકાશના પુંજ છો. આ લોકના એટલે વિશ્વના મહાન ભાસ્કર છો

એક સમયનું પણ આંતરું પાડ્યા સિવાય—પ્રતિસમય જેઓ અનુપમ જ્ઞાનસાગરનું અવગાહન કરી રહ્યા છે તે જ્ઞાનસાગર શ્રી વીર પ્રભુ અમારાં અઘ (પાપ) અને તમ (અજ્ઞાનાંધકાર) ને હરી લે છે

*

चत्तारि परमंगाणि दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा, संजमम्मि य वीरियं ॥१॥

આ સંસારમાં પ્રાણીઓને નીચેની ચાર વસ્તુઓ (જે જીવન-વિકાસનાં સાધનો છે તે) મળવી અતિ દુર્લભ છે—

મનુષ્યત્વ ધર્મશ્રવણ ધર્મશ્રદ્ધા સંયમમાં પરાક્રમ (૧)

ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧-૪

# નિવેદન.

" असंखयं जीवियं मा पमायए "

સ્વર્ગસ્થ બા. બ્ર વિનોદમુનિજી આગમોકત જિનવાણીના પરમ ભકત હતા. આગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી, અને ' असंखयं जीवियं मा पमायए ' ( જીવન તૂટયુ સંધાતું નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઈએ ) આ તેમનું ધ્યેય હતુ

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમા ઘણી જ ધગશ હતી વીતરાગના વચનોનુ શ્રદ્ધાન્ કરીને એમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. એમની દીક્ષા સસ્કાર વિધિમાં અમે નિમિત્ત ન થઇ શકયા, એ અમારી કમનસીબી છે વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્દ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક-જીવનમા ઉપયોગી થઇ શકે તેવા સાહિત્યનુ પ્રકાશન કરીને અમુક અશે એ દુ ખને હળવું કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રથ સ્વર્ગસ્થ બા બ્ર. શ્રી વિનોદમુનિજીને શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનુ જે નિમિત્ત સરજાયુ, તેનું વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાંત સક્ષિપ્તમાં આ ગ્રથમા આપેલ છે તેમજ તેમના અનુપમ

જ્ઞાનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે " શ્રી જૈન જ્ઞાનસાગર " નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મપ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યું છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઈ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખાસ અ[illegible] કરવાની ધગશ અને આકાંક્ષા હતી તેમ જ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે [illegible] આ ગ્રંથ ' શ્રી જૈન જ્ઞાનસાગર " તેમ જ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્[illegible] [illegible] નાન, મહાસત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નો- [illegible] ગ્રંથ, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા [illegible] શ્રી [illegible]ભાવ બોધ ગ્રંથ, અનિ[illegible] [illegible]મુનિ [illegible] જીવન ચરિત્ર (ગુજરાતી) તથા [illegible] [illegible]પાન શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર, [illegible] [illegible]માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ [illegible] [illegible]વા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો ૫-૭૦ [illegible] કરતા અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથની [illegible]જી આવૃત્તિ જૈનધર્મપ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મબંધુ,

દુલભજી શામજી વીરાણી

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



શ્રી શામજી વેલજી વીરાણી

# બા. બ્ર શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

*

આ પુસ્તક બા બ્ર શ્રી વિનોદમુનિના સ્મર્ણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃતાત છાપવામા આવેલ છે અને તેમને આ ગ્રથ અર્પણ કરવામાં આવે છે.

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ, વિક્રમ સવત ૧૯૯૨ માં પોર્ટસુદાન ( આફ્રિકા ) મા કે જ્યાં વીરાણી કુટુબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યા થયો હતો

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનુ નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનુ નામ બેન મણિબેન વીરાણી, બન્નેનુ અસલ વતન રાજકોટ (સૌરાષ્ટ્ર) છે. બેન મણિબેન ધાર્મિક ક્રિયામા પહેલેથી જ રુચિવાળા હતા, પરતુ શ્રી વિનોદકુમાર ગર્ભમાં આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા

પૂર્વ ભવના સસ્કારથી શ્રી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગભાવ તરફ વધારે હોવા છતા તેઓશ્રીએ નોન-મેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યાવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી

તેઓશ્રીએ યુનાઈટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વિઝર્લેન્ડ, તેમજ ઇટાલી, ઈજીપ્ત વગેરે દેશોમાં પ્રવાસ કરેલ સં ૨૦૦૯ના વૈશાખ માસ, સને ૧૯૫૩ મા લડનમા રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસગે તેઓશ્રી લડન ગયા હતા. કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, પરદેશ ફરવા છતા પણ તેમણે કોઇ વખતે પણ કદમૂળનો આહાર વાપરેલ નહી

ઉગતી આવતી યુવાનીમા તેઓશ્રીએ દુનીઆના રમણીય સ્થળો જેવા કે કાશ્મીર, ઇજીપ્ત અને યુરોપના સુદર સ્થળોની

મુલાકાત લીધી હોય છતાએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયુ નહી, એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રંગ હતો. અને એ રંગે જ તેમને તે ગમ્યુ ન ગમ્યુ અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ-સાધ્વીજીના દર્શન કરવા ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યુ હુંડા અવસર્પિણીના પાંચમાં આરાનું વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઈક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા. દેશ પરદેશમાં પણ સામાયિક પ્રતિક્રમણ, ચોવિહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂક્યા નહી ઊંચી કોટિની શૈયાનો ત્યાગ કરી તેઓ સુવા માટે માત્ર એક શેતરંજી એક ઓસીકુ અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા, અને પલંગ ઉપર નહી પણ ભૂમિ પર જ શયન કરતા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભ્ભો વાપરતા. કોઈ વખતે કબજો પહેરતાં. બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપત્તિ, પાથરણુ, રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા સંડાસમાં નહી પણ જંગલમાં એકાંત જગ્યામાં ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા. હાલતા, ચાલતા, સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બરાબર જતના કરતા.

દેશમાં કે પરદેશમાં જ્યારે તેમને કોઈની સાથે મળવાનુ થતુ ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતા નહી

દીક્ષાર્થીઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમજ કહેતા કે જીંદગીનો કોઈ ભરોસો નથી. "અસંખય જીવિય મા પમાયએ" આયુષ્ય તૂટતાં વાર લાગતી નથી, જીવન તૂટ્યુ સંધાતુ નથી માટે ધર્મકરણીમા સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઈએ

ગોંડલ સંપ્રદાયના મશાખરા પૂ. મુનિવરો અને પૂ. મહાસતીજીઓનો તથા બોટાદ સંપ્રદાયના પૂ. આચાર્યશ્રી માણેકચંદજી મહારાજ

અને દરિયાપુરી સંપ્રદાયના ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ. મુંબઈમાં સા ૨૦૧૧ની સાલમાં શ્રી ધર્મસિંહજી સંપ્રદાયના શ્રી લાલચંદજી મહારાજનો પરિચય થયો. લાલચંદજી મહારાજ પોતે, સંસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બાલકે આખા કુટુંબે સંયમ અંગીકાર કરેલ, તે જાણી તેમને અદ્‌ભુત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે જે કદી ક્ષય પામી નહીં.

આ પહેલાં તેઓ જ્યારે માતા–પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચંદજી મહારાજનાં દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજના સહકુટુંબની દીક્ષા એ હતી આ બેઉ પ્રસંગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધનાને પૂરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતો વખત તેઓ માતા–પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો જે 'હજુ વાર છે. સમય પાકવા દીઓ જ્ઞાન અભ્યાસ વધારો.'

સા. ૨૦૧૨ના અષાડ શુદી ૧૫થી શ્રી વિનોદકુમારે આચાર્યશ્રી પુરુષોતમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમીત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો. તેની સાથે શ્રી પુરુષોત્તમજી મહારાજના સંસાર પક્ષના કુટુંબીક, દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઈ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા. તેઓએ ત્યા એવો નિર્ણય કરેલો કે શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બંનેએ દીક્ષા લેવી. પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઇએ દીક્ષા લેવી શ્રી જસરાજભાઇની દીક્ષા તિથિ પૂ પુરુષોત્તમજી મહારાજ સાહેબે સા. ૨૦૧૩ના જેઠ શુદ ૫ને સોમવારે માંગરોલ મુકામે નક્કી કરી શ્રી જસરાજભાઈ, વિનોદકુમારને રાજકોટ મળ્યા શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઇની યથાયોગ્ય સેવા બજાવી, માગરોળ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની

એકને એક વાણી સાંભળીને તેમના મનમાં આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢ્યો

પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુંબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઈ કોઈ વખત પત્ર વહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રથી તેમણે જાણેલ હતું કે પૂ શ્રી લાલચંદજી મહારાજ, બીચન, પૂ આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે પોતાને પિતાશ્રીની આજ્ઞા (દીક્ષા માટે) મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઈને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં વધુ વિઘ્ન થશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું

તા. ૨૪-૫-૫૭ સં ૨૦૧૩ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લુ જમણ કર્યું ભોજન કરી માતુશ્રી સામાયિકમાં બેસી ગયા. તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાંથી બચવા માટે ઘર કુટુંબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સંપ્રદાયનો ત્યાગ કરી તેઓ બીચન તરફ રવાના થયા.

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડ્યું કે તા ૨૪-૫-૫૭ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી રાજકોટ જંકશને જોધપુરની ટિકિટ લીધી તા. ૨૫-૫-૫૭ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યાં અડી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમાં જઈને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમાં બેસી ગયા, મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઈને તા. ૨૬-૫-૫૭ની સવારે ૯।। વાગ્યે ફલોદી પહોંચ્યા ત્યાંથી પગે ચાલીને બીચન ઉપાશ્રયમાં પહોંચ્યા અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોના દર્શન કર્યાં વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી, બહાર પૂંજ્યા અને પોતાના સામાયિકનાં કપડાં પહેર્યાં અને પછી પૂજ્ય

શ્રી સન્તોની સન્મુખ સામાયિક કરવા બેઠા, તેમાં "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં" ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહં તિવિહેણં" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યુ અને તેઓશ્રીએ પૂછ્યુ કે "વિનોદકુમાર! તમે આ શું કરો છો, તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણં વોસિરામિ" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે "સાહેબ! એતો બની ચૂક્યુ અને મેં સ્વયમેવ દીક્ષા લઇ લીધી, તે બરાબર જ છે અને તેમાં કાંઈ ફેરફાર થઇ શકે તેમ નથી આ સિવાય આપશ્રીની બીજી કોઇ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો.

તે જ દિવસે બપોરના મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યક્તિ છો તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી, કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડું કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો, એમ ત્રણવાર પૂજ્ય "મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એક જ ઉત્તર આપેલો કે "જે થયું તે થયું હવે મારે આગળ શું કરવું તે ફરમાવો"

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સંઘ વિચારમાં પડી ગયો અને મુનિશ્રીઓ પર સંસારીઓનો કોઇપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામાં આવ્યું કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું તેનો સાર નીચે મુજબ છે –

મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતુ અને "અસંખયં જીવિય મા પમાયએ" ને આધારે

એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકુ તેમ નથી, એમ મને લાગ્યુ શ્રી લાલચંદજી મહારાજ સાહેબ-વગેરેએ મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનુ કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવ્રજ્યાનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક ગુસ્સાથી અગર ગેરસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃત્તાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯મા અધ્યયન પરથી મને લાગ્યુ કે મનુષ્ય-જીવનનુ ખરૂ કર્તવ્ય, મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મે મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હુ તેમને કદક આપવામા પણ કહી શકતો નહીં અને બીજી બાજુથી મને થયુ કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી તેથી મે વિચારીને આ પગલુ ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ "તથાસ્તુ"

રાજકોટમા શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમાં ક્યાંય પત્તો ન લાગ્યો. એટલે બહારગામ તારો કર્યા. ક્યાયથી પણ સંતોષકારક સમાચાર મળ્યા નહીં. અર્થાત્ પત્તો મળ્યો જ નહીં આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાંની એક વાતની યાદી આવી તે એ હતી કે તે વખત થી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે "બાપુજી! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન) જાઉ કારણ કે ખીચનમા પૂ ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે

જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યાં બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે. તો મારી ઇચ્છા પણ ત્યાં તેમની પાસે જવાની છે.

આ વાતચીતનુ સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં. પૂર્ણચંદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યકત કરી પંડિતજીનુ પણ આ વાતને સમર્થન મળ્યું. તેઓશ્રીએ જણાવ્યું કે "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યું હતુ કે, ખીચનમાં કેવા પ્રકારની સગવડ છે?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો બન્નેનો આ પ્રમાણે એકમત થતાં પિતાશ્રીએ ખીચન તાર કરવા સૂચના કરી. તા. ૨૬–૫–૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ ખીચન (રાજસ્થાન) ઉપર, તાર કર્યો.

તા. ૨૮–૫–૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઇએ ખીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ. પી. સાહેબ, શ્રી કેશવલાલભાઇ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા તા. ૨૮–૫–૫૭ ના રોજ રવાના થઇ તા. ૩૦–૫–૫૭ ના રોજ સવારે ફલોદી સ્ટેશને પહોચ્યા. બેલગાડીમાં તેઓ ખીચન ગયા કે જ્યા સ્થિવર મુનિશ્રી શીરોમલજી મહારાજ તથા પૂજ્ય પંડિત રત્ન, શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા કુલ સાધુ–સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

પૂછપરછના જવાબમા શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યુ કે "મે તો દીક્ષા અંગીકાર કરી લીધી છે, તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુંબના હિતૈષી છો અને જો સાચા હિતૈષી હો તો મારા પૂ. બા અને બાપુજીને

સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દીઓ, એટલું જ નહી પણ 'સવિ જીવ કરૂ શાસન રસી" ની ભાવનામા અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામાં આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા, તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા–પિતા સદ્ગતિને સાધે અર્થાત મારી સાથે દીક્ષા લીએ

આના દંઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી 'વિનોદકુમાર', ને પાછા લઇ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા. ૩૧–૫–૫૭ની રાત્રિના રવાના થઇ તા ૨–૬–૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી, શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યો

થોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાઢ શુદ ૧૩ ના રોજ બીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને આતરે, ફલોદી ચોમાસા દરમ્યાન, શ્રી વિનોદમુનિને હાજતે જવાની સજ્ઞા થઇ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યુ કે બહુ ગરમી છે, જરાવાર થોભી જાઓ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતાં જણાવ્યુ કે ને હાજત બહુ લાગી છે તેથી જાઉં છું, જલદી પાછો ફરીશ. કાળની નદન ગતિને દુઃખદ બના રચવી હતી આજે જ એકલા જવાનો બનાવ હનો. હમેશા તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા

હાજતથી મોકળા થઇ પાછા ફરતા હતા, ત્યા રેલ્વે લાઇન ઉપર બે માગો આવી હતી એની બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી તેની બ્રીગડ વાગતા હતા પણ માથા ખ રની ન હતી શ્રી વિનોદમુનિનુ

હૃદય થરથરી ઊઠયું અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધુ. હાથમાં રજોહરણ લઇ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા. ગાયોને તો બચાવી જ લીધી, પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જીનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યું. **અરિહંત...અરિહંત** ...એવા શબ્દો મુખમાંથી નીકળ્યાં અને શરીર તૂટી પડયું. રકત પ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમાં પ્રાણાંત થઇ ગયો. બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં. અંતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશાં તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઇન હતી આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે.

ફલોદી સંઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ ટેલીફોનથી આપ્યા જે વખતે ટેલીફોન આવ્યો, તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક-પ્રતિક્રમણમા બેઠાં હતાં માત્ર એક નોકર ઘરમાં હતો કે જેણે ટેલીફોન ઉઠાવ્યો પણ તે કાંઇ ટેલિફોનમા હકીકત સમજી શકયો નહી અને સાચા સમાચાર મોડા મળ્યા સ્પેશ્યલ પ્લેઇનથી ફલોદી પહોંચે તે પહેલાં અગ્નિસંસ્કાર થઇ ગયો સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોચ્યો જો સંદેશો સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત, પરંતુ અંતરાય કર્મે તેમ બન્યુ નહી.

આથી સ્ટેશનનો પ્રોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને માતા-પિતા તા. ૧૪-૮-૫૭ના રોજ ટ્રેઇન મારફત ફલોદી પહોંચ્યા. શ્રી દુર્લભજીભાઈ અને મણિબેને પૂજ્ય તપસ્વી શ્રી લાલચંદજી મહારાજ સાહેબના દર્શન કર્યાં.

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક ઐક્ય કરીને શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો. જેનો ટૂંકમાં સાર આ પ્રમાણે છે

'હવે તો એ રત્ન ચાલ્યું ગયું ! સમાજનો આશાદીપક ઓલવાઈ ગયો ! ઝટ ઊગીને આથમી ગયો ! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી." શ્રી વિનોદમુનિના સંસાર પક્ષના માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યું કે – બેન ! ભાવિ પ્રબળ છે આ બાબતમાં મહાપુરુષોએ પણ હાથ ધોઈ નાખ્યા છે અને સૌને મરણને શરણ થવું પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજું છે? હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ જોઈને માત્ર ધીરજ ધરવાની રહી."

**પૂ. શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાયઃ-**

પ્રાથમિક તેમજ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદમુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્માભિલાષા 'અટ્ઠિમિંજા પેમાણુરાગરત્તે'નો પરિચય કરાવતી હતી. પ્રાપ્ત સામાજિક પ્રચૂર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી, પરંતુ તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ, ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા. ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનચર્યાથી અંતિમ કાળ જવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી.

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રસંગો ઉપસ્થિત થાય છે તેનો

ખુલાસો કરવામાં આવે છે.

પ્ર. ૧. તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી?

ઉત્તરઃ- પાંચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવંતા (અતિ મુક્ત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી. ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોંપી દીધા. તેજ રાત્રે તેણે બારમી ભિખ્ખુની પડિમા અંગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન-ગુલ્મ વિમાનમાં ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા.

પ્ર ૨. આવા વૈરાગી જીવને આવો ભયંકર પરિષહ કેમ આવે?

ઉત્તરઃ – કેટલાક ચરમ શરીરી જીવને મારણાંતિક ઉપસર્ગ આવેલ છે. જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામાં હજારો ભવનાં કર્મ હોવા જોઇએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવું હતું. તો મારણાંતિક ઉપસર્ગ આવ્યા વગર એટલાં બધાં કર્મ કેવી રીતે ખપે? બા બ્ર શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો, જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એકાવતારી જીવ હોય.

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામા છપાયેલ છે. તેમાંથી અહીં સાર રૂપે સંક્ષેપ કરેલ છે.

આથી પ્લેઈનનો પ્રોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને માતા-પિતા તા. ૧૪-૮-૫૭ના રોજ ટ્રેઈન મારફત બોટાદ પહોંચ્યા શ્રી દુર્લભજીભાઈ અને મણિબેનને પૂજ્ય તપસ્વી શ્રી લાલચંદજી મહારાજ સાહેબના દર્શન કર્યાં.

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક ઐક્ય કરીને શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો જેનો ટૂંકમાં સાર આ પ્રમાણે છે

'હવે તો એ રત્ન ચાલ્યું ગયું! સમાજનો આશા દીપક ઓલવાઈ ગયો! ઝટ ઊગીને આથમી ગયો! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી." શ્રી વિનોદમુનિના સંસાર પક્ષના માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યું કે :- બેન! ભાવિ પ્રબળ છે આ બાબતમાં મહાપુરુષોએ પણ હાથ ધોઈ નાખ્યા છે અને સૌને મરણને શરણ થવું પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજું છે? હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આઘાત ભૂલીને માત્ર ધીરજ ધરવાની રહી."

પૂ. શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય:-

પ્રાથમિક તેમજ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદમુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્માભિલાષા 'અટ્ઠિમિંજા પેમાણુરાગરત્તે'નો પરિચય કરાવતી હતી. પ્રાય: સાંસારિક પ્રચૂર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી, પરંતુ તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનસંબંધી કઠિન કાર્ય કરવામાં પણ અણગારના સ્થાને સુખાનુભવની વૃત્તિ વણમાં આવતી હતી

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો

"असंखयं जीविय मा पमायए"



श्री विनोदकुमार वीराणी
(दीक्षा लीधा पहेलां शास्त्राभ्यास करता)
जन्म . पोर्टसुदान सां. १९९२

| દીક્ષા | નિર્વાણ |
| --- | --- |
| ખીચન – (રાજસ્થાન) | ફલોદી – (રાજસ્થાન) |
| સં. ૨૦૧૩ વૈશાખ વદ ૧૨ | સા. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ |
| તા. ૨૬–૫–૫૭ રવિવાર | તા. ૭–૮–૫૭ બુધવાર |

મહાનુભાવો,

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતા અર્ધી કિંમતે આપવામા આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મંગાવી લેવા (પોસ્ટેજ ખર્ચ અલગ થશે.)

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ૬–૦૦ | ૩–૦૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪–૦૦ | ૨–૦૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન–પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪–૦૦ | ૨–૦૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા | ૩–૫૦ | ૧–૭૫ |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩–૫૦ | ૧–૭૫ |
| શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩–૦૦ | ૧–૫૦ |
| શ્રી દડકાવ બોધ ગ્રંથ | ૩–૦૦ | ૧–૫૦ |
| અતિસુકત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (બીજી આવૃત્તિ) ગુજરાતી | ૨–૫૦ | ૧–૨૫ |
| અતિસુકત બા. બ્ર શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર – હિન્દી | ૨–૫૦ | ૧–૨૫ |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧–૫૦ | ૦–૭૫ |
| શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર | ૦–૫૦ | ૦–૨૫ |
| ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦–૫૦ | ૦–૨૫ |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦–૪૨ | ૦–૨૧ |
| શ્રી સામાયિક સૂત્ર | ૦–૧૦ | ૦૦–૫ |
| ગુચ્છા ઉનના | ૪–૨૫ | ૨–૧૨ |
| કટાસણું ઉનનું | ૪–૨૫ | ૨–૧૨ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧–૦૦ | ૦–૫૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧–૦૦ | ૦–૫૦ |

: સ્થળ :
દિવાન પરા શેરી ન. ૬
રાજકોટ

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ.

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી શામજી નેણશી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૨, તા. ૨૮-૨-૪૬ ]



પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સં. ૨૦૧૦ ભાદરવા સુદ ૧૪, તા. ૧૧-૯-૫૪ ]



**બા. બ્ર. વિનોદમુનિશ્રી,**

[ સં. ૨૦૧૩ શ્રાવણ સુદ ૧૨, તા. ૭-૮-૫૭ ]



ઉપરોક્ત તિથિઓએ
કુટુંબીજનો તથા સ્નેહીઓ
પોતાના આત્માની ઉન્નતિને માટે ભવ્યાત્માઓના
જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવાં કે સામાયિક,
પ્રતિક્રમણ, સંવર ચોવિહાર, ઉપવાસ, એકાસણું, આયંબિલ,
ઉણોદરી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની
વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે
એવી નમ્ર વિનંતી.

**"આપણી જાગૃતિ એજ એમની સ્મૃતિ બને"**

આત્મબંધુ










# સ્મરણાંજલિ

શ્રી

“असंखयं जीविय मा पमायए”

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર

સ્વ. પૂ. પિતાશ્રી

**શામજી વેલજી વીરાણી**

તેમજ

સ્વ. પૂ. માતુશ્રી

**કડવીબાઈ વીરાણી**

અને

જન્મથીજ ધર્મના રંગે રંગાએલા

સ્વ. બા. બ્ર. **વિનોદ મુનિશ્રી** ને

## શ્રી જૈન જ્ઞાન સાગર ગ્રંથ સમર્પણ

લી. દુલભજી શામજી વીરાણી

ના વંદન





## આત્મ સાધના

( રાગ :- ધોળ, સદ્ગુરુનાં વચન વિચારતાં )

માનવભવ સાર્થક કરવા તણી, જિજ્ઞાસા જવલત સદાય..
વંદન એ વિનોદ વીરને.

સ્વપ્ન સમ જગ મિથ્યા જાણીયુ, વૈભવમાં ન રાચે સદાય....વંદન.
જેણે સદ્ગુરુ શાસ્ત્રના યોગથી, જાણ્યા દુઃખકર વિષય સભોગ...વંદન.
જાણ્યા જીવ,અજીવ આશ્રવ સવરને, વળી નિર્જરા બંધને મોક્ષ....વંદન.
જેની વિવેકદષ્ટિ જાગૃત સદા, જાણે તત્ત્વ પ્રત્યક્ષ પરોક્ષ. ..વંદન.
એમ મુકત થયા દર્શન મોહથી, સમ્યગ્ દર્શન પામી પ્રકાશ... વંદન.
લક્ષ જીવનનુ જેણે જાણીયુ, ત્યાગે ઐહિક સુખની આશ .. વંદન.
જેહનુ સયમ જીવન મત્ર છે, નિ:સ્પૃહતા શ્વાસોચ્છ્વાસ....વંદન.
જેણે ચારે કષાયો ઉપશમ કર્યા, અહંભાવનો જ્યા નહીં વાસ ...વંદન.
રિદ્ધિ સિદ્ધિ કીર્તિ એના કુળની, જેણે જાણ્યા છે તૃણ સમાન....વંદન.
આત્મભાવે અપ્રમત્ત થઇ રહ્યા, નહીં પામે પ્રમાદને સ્થાન....વંદન
જાણે નિજ સમ જગતના જીવને, પ્રેમ સરિતા વહે નિરપેક્ષ ...વંદન.
જેહની આત્મસ્થિરતા અડોલ છે, ચંચલતા નહીં લવલેશ. ..વંદન.
સર્વભાવ પ્રત્યે ઉદાસીનતા, રહે તન્મય નિજ સ્વરૂપ....વંદન
જીવન મુક્ત દશા છે એહની, તેહ છે ત્રણ ભુવનનો ભૂપ ..
વંદન એ વિનોદ વીરને .



"आचार्य देवो भव :"

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત
પરમ પૂજ્ય શાસન ભૂષણ
મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,
મહા પ્રભાવશાળી પ્રખર તત્ત્વજ્ઞાની ઓજસ્વી
મહાન આત્મા,

## મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી
કોટિ કોટિ વંદન હોજો

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ગુણાનુરાગી,
દુર્લભજી શામજી વીરાણી.

# શ્રી સામાયિક વ્રત.

## (૧) નવકાર.

**નમો**-નમસ્કાર હોજો **અરિહંતાણં**-કર્મરૂપ વેરીના હણનાર એવા **અરિહંતને,** જેણે ચાર ઘનઘાતી કર્મ-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અને અંતરાય, ક્ષય કર્યા તથા જેનાથી કાઇ રહસ્ય (છાનુ) નથી અને જે ચોત્રીશ અતિશયે તથા પાંત્રીશ પ્રકારની વાણીએ તથા બાર ગુણે કરી બિરાજમાન છે **નમો**-નમસ્કાર હોજો. **સિદ્ધાણં**-સકલ કાર્ય સાધ્યાં જેણે તે સિદ્ધ ભગવંતને, જે આઠ કર્મ ખપાવી સિદ્ધના સુખને પામ્યા તથા એકત્રીશ ગુણે કરી સહિત છે **નમો**-નમસ્કાર હોજો. **આયરિયાણં**-આચાર્યજીને જે શુદ્ધ રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાચ આચાર પોતે પાળે અને બીજાને પળાવે, તથા છત્રીશ ગુણે કરી સહિત છે. **નમો**-નમસ્કાર હોજો. **ઉવજ્ઝાયાણં**-ઉપાધ્યાયજીને, જે શુદ્ધ સૂત્રાર્થ ભણે, ભણાવે તથા પચીસ ગુણે કરી સહિત છે **નમો**-નમસ્કાર હોજો **લોએ**-લોકને વિષે **સવ્વસાહૂણં**-સર્વ સાધુને, જે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના સાધનથી આત્માની સિદ્ધિને સાધનાર તથા સત્તાવીશ ગુણે કરી સહિત છે

## (૨) તિક્ખુતો અથવા વંદના.

**તિક્ખુતો**-ત્રણવાર **આયાહિણં**-બે હાથ જોડીને જમણા કાનથી ડાબા કાન સુધી **પયાહિણં**-પ્રદક્ષિણા કરીને **વંદામિ**-વાંદુ છુ એટલે પગે લાગુ છુ (પાઠાંતરે ગુણગ્રામ કરૂ છુ) **નમંસામિ**-નમસ્કાર કરૂં છું (પાચ અંગ નમાવીને) **સક્કારેમિ**-સત્કાર દઉ છું **સમ્માણેમિ**-સન્માન દઉ છું **કલ્લાણં**-કલ્યાણકારી છો **મંગલં**-મંગળકારી છો **દેવયં**-ધર્મદેવ સમાન છો **ચેઇયં**-છકાય જીવને સુખદાયક, જ્ઞાનગુણસંપન્ન છો **પજ્જુવાસામિ**-સેવા કરૂ છું (મન વચન કાયાએ)

## (૩) ઈરિયાવહી.

**ઈચ્છામિ**-ઇચ્છું છુ. **પડિક્કમિઉ**-પાપ કર્મથી નિવર્તવાને. **ઇરિયા**-(રસ્તામા) પથને વિષે **વહિયાએ**-ચાલતી વખત. **વિરાહણાએ**-

દુઃખ દીધું હોય. ગમણાગમણે-આવતાં જતાં પાણ-પ્રાણી જીવને કમણે-ચાંપ્યાં હોય. બીય-બીજ કમણે-ચાંપ્યાં હોય. હરિય-લીલોતરી (વનસ્પતિ) કમણે-ચાંપી હોય. ઓસા-ઝાકળ, ઉત્તિંગ-કીડીયારાં પણગ-લીલ, ફુગ (પંચવર્ણી) દગ-કાચું પાણી. મટ્ટી-કાચી માટી મક્કડા-કરોળીઆના પડ સંતાણા-કરોળીઆની જાળ. સંકમણે-એ સર્વને ચાંપ્યાં હોય જે મે જીવા-જે મેં કોઈ જીવને વિરાહિયા-દુઃખ દીધું હોય, વિરાધના કરી હોય. એગિંદિયા-એક ઇંદ્રિય શરીરવાળા (પૃથ્વી પાણી અગ્નિ, વાયુ અને વનસ્પતિના) જીવ. બેઇંદિયા-બે ઇંદ્રિય, શરીર અને જીભવાળા (કીડા, વાળા, પોરા અને કરમીયાં વગેરે) તેઇંદિયા-ત્રણ ઇંદ્રિય, શરીર, જીભ, નાકવાળાં (કીડી મંકોડી જૂ માંકડ, ધનેરા વગેરે.) ચઉરિંદિયા-ચાર ઇંદ્રિય-શરીર, જીભ, નાક ને આંખવાળા (પતંગીયાં, માખી, ડાંસ, તીડ ભમરા, વીંછી વગેરે) પંચિંદિયા-પાંચ ઇંદ્રિય-શરીર, જીભ, નાક, આંખ ને કાનવાળા (મનુષ્ય પશુ પંખી વગેરે.) અભિહયા-સામા આવતા હણ્યા હોય. વત્તિયા-વાટલા વાળ્યા હોય ધૂળે કરી ઢાંક્યા હોય લેસિયા-મસળ્યા હોય. સંઘાઇયા-એક બીજા સાથે અથડાવ્યા હોય. સંઘટ્ટિયા-થોડા સ્પર્શ કરી દુઃખ દીધું હોય પરિયાવિયા-સર્વ પ્રકારે પીડા ઉપજાવી હોય કિલામિયા-કિલામના ઉપજાવી હોય. ઉદ્દવિયા-ત્રાસ પાડી હોય ઠાણાઓ-એક ઠેકાણેથી ઠાણં-બીજે ઠેકાણે સંકામિયા-મૂક્યા હોય જીવિયાઓ-જીવિત થકી વવરોવિયા નાશ કીધા હોય તસ્સ-તેનું મિચ્છામિ દુક્કડં-ફળ મને નિષ્ફળ થાઓ.

## (૪) તસ્સઉત્તરી

તસ્સ તેને ઉત્તરી-વિશેષ શુદ્ધ કરણેણં-કરવા સારૂ પાય ચ્છિત્ત-લાગેલા પાપનું છેદન કરણેણં-કરવા સારૂ. વિસોહી-વધારે નિર્મળ કરણેણં-કરવા સારૂ વિસલ્લી-ત્રણ શલ્ય રહિત (કપટ, નિયાણું અને મિથ્યાત્વ) કરણેણં-કરવા સારૂ પાવાણં-પાપ કમ્માણં-કર્મ નિગ્ઘાયણ-ટાળવાને ઠાએ-અર્થે ઠામિ-સ્થિર રહીને કરૂં છું કાઉસ્સગ્ગં-કાયાને હલાવવી નહિ તે અન્નત્થ-તેમાં આગળ કહ્યા મુજબ કર્યા છતાં તેની છૂટ રાખું છું ઉસ્સસિએણં-ઉંચો શ્વાસ લેવાથી નિસ્સસિએણં-નીચો શ્વાસ મૂકવાથી. ખાસિએણં-ઉધરસ આવવાથી

**છીએણં**-છીંકથી **જંભાઇએણં**-બગાસું આવવાથી **ઉડુએણં**-ઓડકાર આવવાથી, **વાયનિસગ્ગેણં**-વાયુ સરવાથી **ભમલીએ**-ફેર તથા ચકરી આવવાથી **પિત્ત**-પિત્તના પ્રકોપથી **મુચ્છાએ**-મૂર્છા આવવાથી. **સુહુમેહિં**-સૂક્ષ્મ (થોડું ક.) **અંગ**-શરીર. **સંચાલેહિં**-હલવાથી **સુહુમેહિ**-થોડોક-**ખેલ**-બળખો આવવાથી. **સંચાલેહિં**-હલવાથી **સુહુમેહિં**-થોડિક **દિઠ્ઠિ**-નજર (દૃષ્ટિ) **સંચાલેહિ**-હલવાથી. **એવમાઇએહિં**-એ આદિ બીજા મનમાં ચિંતવ્યા હોય તે **આગારેહિ**-આગાર એટલે મોકળથી **અભગ્ગો**-ભાગે નહિ **અવિરાહિઓ**-હાનિ પહોંચે નહિ **હુજ્જ**-હોજો **મે**-મારો **કાઉસ્સગ્ગો**-કાઉસ્સગ્ગ એટલે કાયાનુ અણ હલાવવુ **જાવ**-જ્યાં સુધી **અરિહંતાણં**-અરિહંતને **ભગવંતાણં**—સિદ્ધ ભગવતને **નમુક્કારેણં**—નમસ્કાર કરીને **ન પારેમિ**-ધ્યાન મૂકુ નહિ (પારૂ નહિ) **તાવ**-ત્યા સુધી **કાય**-કાયાને **ઠાણેણં**-એક સ્થાને સ્થિર રાખીને. **મોણેણં**-અબોલ રહીને **ઝાણેણં**-ધ્યાને કરીને. **અપ્પાણં**-આત્માને **વોસિરામિ**-તજુ છું.

આ ઠેકાણે ("ઇચ્છામિ પડિક્કમિઉ" થી તે "જીવિયાઓ વવરોવિયા તસ્સ મિચ્છા મિ દુક્કડ" સુધી તથા એક નવકાર પાઠ મનમાં બોલીને કાઉસ્સગ્ગ કરવો અને નમો અરિહંતાણ શબ્દ બોલી પારવો).

## (૫) લોગસ્સ.

**લોગસ્સ**-લોકમાં, **ઉજ્જોયગરે**-ઉદ્યોતના કરનાર **ધમ્મ**-ધર્મ **તિત્થયરે**-×તીર્થના સ્થાપનાર **જિણે**-જિન, રાગ-દ્વેષના જીતનાર. **અરિહંતે**-અરિહંત દેવની **કિત્તઇસ્સં**-નામ લઇને સ્તુતિ-કીર્તિ કરૂ છું. **ચઉવીસંપિ**-ચોવીશે તીર્થંકરો તથા બીજા **કેવલી**-કેવળજ્ઞાનીઓની **ઉસભ**-પહેલા ઋષભદેવ સ્વામી, સ્વામી ગર્ભમા આવ્યા પછી માતાએ સ્વપ્નામાં વૃષભ દીઠો તેથી એ નામ આપ્યુ **મજિયં ચ**-અને બીજા અજિતનાથ સ્વામી સ્વામી ગર્ભમા આવ્યા પછી માતા પાસે રમતા જીત્યા તેથી એ નામ આપ્યુ **વંદે**-વાંદુ છુ **સંભવ**—ત્રીજા સભવનાથ સ્વામી, સ્વામી ગર્ભમા આવ્યા પછી દુષ્કાળ ટળીને સુકાળ થયો, ધાન્યના સભવ થયા તેથી એ નામ આપ્યું. **મભિનંદણં ચ**—અને ચોથા અભિનદન સ્વામી

× સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર તીર્થ

સ્વામી ગર્ભમાં આવ્યા પછી ઇન્દ્રે જયજયકાર કર્યો તેથી એ નામ આપ્યું સુમઇં—પાંચમા સુમતિનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાને ભલી મતિ ઉપજી તેથી એ નામ આપ્યું, ચ—વળી. પઉમપ્પહં—છઠ્ઠા પદ્મપ્રભ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાને પદ્મ—કમળની શય્યામાં સુવાની ઇચ્છા થઇ તેથી તે નામ આપ્યું, સુપાસં—સાતમા સુપાર્શ્વનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાનાં પાસાં અસ્પષ્ટ હતાં તે સુંવાળાં થયાં તેથી એ નામ આપ્યું જિણં—રાગદ્વેષના જીતનાર ચ—વળી. ચંદપ્પહં—આઠમા ચંદ્રપ્રભ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાને ચંદ્રમાની રસુજ થઇ તથા ચંદ્ર સરખી શરીરની પ્રભા થઇ તેથી તે નામ આપ્યું વંદે—વાંદુ છુ સુવિહં—નવમા સુવિધિનાથ સ્વામી સ્વામી, ગર્ભમાં આવ્યા પછી નગરમાંથી અવિધિ ટાળીને સુવિધિ કરી તેથી તે નામ આપ્યું ચ—વળી પુપ્ફદંતં—તથા બીજું નામ પુષ્પદંત સ્વામી સ્વામીના દંત પુષ્પ સરખા હતા તેથી તે નામ આપ્યું સીઅલ—દશમા શીતળનાથ સ્વામી, તેમના પિતાને જ્વર થયેલો પછી સ્વામી ગર્ભમાં આવ્યા ત્યારે સ્વામીની માતાનો હાથ ફરસ્યાથી પિતાની કાયા શીતળ થઇ તેથી તે નામ આપ્યું સિજ્જંસ—અગ્યારમા શ્રીશ્રેયાંસનાથ સ્વામી શીતળ પીઠવાની શય્યામાં અદૃષ્ટ દેવ રહેતો, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતા સૂતાં તે પછી તે દેવતા નાઠો તેથી તે નામ આપ્યું વાસુપુજ્જં—બારમા વાસુપૂજ્ય સ્વામી, માતાની સુવાની શય્યામાં દેવતા રહી કોઇને સુવા દેતો નહિ પણ સ્વામી ગર્ભમાં આવ્યા પછી દેવતા તેમાથી નાશી ઉઠી માતાની પૂજા કીધી તેથી કરી એ નામ દીધું સ્વામી ગર્ભમાં આવ્યા પછી ઇન્દ્રે માતાની પૂજા કીધી તથા કુબેરે ઘરમાં ધનની વૃષ્ટિ કરી. ચ—વળી. વિમલ તેરમા વિમળનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાની પુઠ વાંકી હતી તે પાંસરી થઇ તેથી તે નામ આપ્યું અણંતં—ચઉદમા અનંતનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી અનંત રત્નોની રાશિ સ્વપ્નમાં દીઠી તેથી તે નામ આપ્યું ચ—જિણં—રાગદ્વેષના જીતનાર ધમ્મં—પંદરમા ધર્મનાથ સ્વામી. સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતા ધર્મને પામી, સંતિં સોળમા શાંતિનાથ સ્વામી. સ્વામી ગર્ભમાં આવ્યા પછી મરકીનો રોગ મટ્યો ને શાંતિ થઇ તેથી તે નામ આપ્યું ચ—વળી વંદામિ—વાંદુ છુ કુંથું—સત્તરમા કુંથુનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી શત્રુ કંથવા સરખા થયા તેથી તે નામ આપ્યું અરં—અઢારમા અરનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાએ

રત્નમય આરો દીઠો તેથી તે નામ આપ્યુ **ચ**-વળી **મલ્લિ**-ઓગણીશમા મલ્લિનાથ સ્વામી, ગર્ભમાં આવ્યા પછી માતાને પુલની શય્યાનો દોહદ ઉપન્યો તે દેવતાએ પૂરો પાડયો તેથી તે નામ આપ્યું **વંદે**-વાદું છુ **મુણિસુવ્વયં**-વીશમા મુનિસુવ્રત સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી વેરી નમી ગયા તેથી તથા માતાએ મુનિના જેવાં વ્રત પાળ્યાં તેથી તે નામ આપ્યું. **નમિ જિણુ**-એકવીશમા નમિનાથ સ્વામી, સ્વામી ગર્ભમા આવ્યા પછી વેરી નમાડયા તેણે કરી તે નામ આપ્યું **ચ**-વળી **વંદામિ**-વાદુ છું **રિટ્ઠનેમિં**-બાવીશમા અરિષ્ટનેમિ સ્વામી (નેમનાથ), માતાએ સ્વપ્નમા અરિષ્ટ (શ્યામ) રત્નમય (નેમી) ચક્રધારા દીઠી તેથી તે નામ આપ્યું. **પાસં**-ત્રેવીશમા પાર્શ્વનાથ સ્વામી, પિતાની શય્યા નીચે સર્પ આટા દેતો હતો ને તેનો હાથ હેઠે હતો તે માતાએ ગર્ભના પ્રભાવથી જોઇ લઇ ઉપર મુકયો અને વિઘ્ન ગયું તેથી તે નામ આપ્યુ **તહ**-તેમજ **વદ્ધમાણું**-ચોવીશમા વર્દ્ધમાન સ્વામી, સ્વામી ગર્ભમા આવ્યા પછી ધન વગેરેના ખૂબ વધારા થયા તેથી તે નામ આપ્યું **ચ**-વળી **એવંમએ**-એ પ્રકારે મે **અભિથુઆ**-નામે કરી સંસ્તવ્યા, તે ચોવીશ તીર્થંકર કેવા છે ? **વિહુય**-ટાળ્યા છે **રય**-કર્મરૂપી રજ **મલા**-બાંધેલ કર્મરૂપી મેલ **પહીણ**-ખપાવ્યાં છે **જરમરણા**-જરા ને મરણ **ચઉવિસ પિ**-ચોવીશે એકઠા **જિણુવરા**-જિનવર **તિત્થયરા**-તીર્થંકરો **મે**-મુજને **પસીયંતુ**-પ્રસન્ન થાઓ **કિત્તિય**-કીર્તિ કરાયેલા **વંદિય**-નમસ્કાર કરાએલા **મહિયા**-શુભ ધ્યાનયોગે કરી પૂજા કરાએલા **જે એ**-જે કહ્યા તે **લોગસ્સ**-લોકમા **ઉત્તમા**-ઉત્તમ-**સિદ્ધા**-સિદ્ધ પદ પામ્યા **આરૂગ્ગ**-સર્વ રોગ રહિત **બોહિલાભ**-સમકિતરૂપ બોધની પ્રાપ્તિ **સમાહિ**-સમાધિ **વર**-પ્રધાન-**મુત્તમ**-સર્વોત્તમ **દિંતુ**-દીઓ **ચંદેસુ**-ચંદ્રમાથી અધિક **નિમ્મલયરા**-નિર્મળ છો **આઇચ્ચેસુ**-સૂરજ થકી **અહિય**-અધિક **પયાસયરા**-પ્રકાશના કરનાર છો. **સાગર**-સમુદ્ર **વર**-મ્હોટો તે (સ્વયંભૂ રમણ સમુદ્ર) **ગંભીરા**-ગંભીર એટલે મ્હોટા સમુદ્રથી પણ વધારે ગંભીર છો **સિદ્ધા**-એવા હે સિદ્ધ ભગવાન **સિદ્ધિ**-મુકિત પદ **મમ**-મને **દિસંતુ**-દીઓ



સાધુ અથવા શ્રી સીમંધર સ્વામીની આજ્ઞા માગી

## (૬) સામાયિક આદરવાનો વિધિ.

દ્રવ્યથકી–પ્રથામે કરી, સાવજ્જજોગના–પાપના વ્યાપાર કરવાના પચ્ચક્ખાણ–બંધી. ક્ષેત્રથકી–જમીનથી આખા લોક પ્રમાણે. બધા જગતમાં કાળથકી–કેટલો વખત બે ઘડી સુધી ઉપરાંત ન પારૂં ત્યાં સુધી–બે ઘડી ઉપરાંત જેટલું રહેવું હોય તેટલું ભાવથકી–મનની ધારણાથી છકોટીએ–છ પ્રકારે તે બે કરણ ને ત્રણ જોગથી પચ્ચક્ખાણ–બંધી. કરેમિ–કરૂં છું ભંતે–હે પૂજ્ય સામાઇયં–સમતારૂપી સામાયિક સાવજ્જં–પાપના કામની જોગ–મન વચન કાયાના જોગે પચ્ચક્ખામિ–બંધી કરૂં છું જાવ-જ્જાં સુધી નિયમ પજ્જુવાસામિ–બંધીની મર્યાદા કરી છે ત્યાં સુધી સેવા કરૂં છું દુવિહં–બે કરણે. તિવિહેણં–ત્રણ જોગે ન કરેમિ–કરૂં નહિ ન કારવેમિ–કરાવું નહિ ( એ બે કરણ ) મણસા–મનની કલ્પનાએ કરી વયસા–વચનથી. કાયસા–કાયા પ્રવર્તાવવી ( એ ત્રણ જોગ ) તસ્સ–તે સર્વને, ભંતે–હે પૂજ્ય ! પડિક્કમામિ–નિવર્તું છું નિંદામિ–નિંદુ છું આત્માની સાખે ગરિહામિ–ગરહું છું ગુરુની સાખે અપ્પાણં–અશુભ જોગમાં જતા આત્માને વોસિરામિ–વજું છું

## (૭) નમોત્થુણંનો પાઠ

નમોત્થુણં–નમસ્કાર હો અરિહંતાણં–અરિહંત દેવને ભગવંતાણં–ભગવંતને આઇગરાણં–ધર્મની આદિના કરનારને તિત્થયરાણં–તીર્થના સ્થાપનાર એટલે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચાર જાતના તીર્થના સ્થાપનારને સયંસંબુદ્ધાણં–પોતાની મેળે બુઝ્યા છે તેને પુરિસુત્તમાણં–પુરુષમાંહે ઉત્તમ પુરિસસીહાણં–પુરુષમાંહે સિંહ સમાન, પુરિસ વર પુંડરીયાણં–પુરુષમાંહે ઉત્તમ પુંડરિક કમળ સમાન.–પુરિસ–પુરુષમાંહે–વર–પ્રધાન, ગંધ હત્થીણં–ગંધ હસ્તી સમાન છે જેમ ગંધ હસ્તીને જોઇને બીજા હાથીઓ નાસી જાય તેમ તીર્થંકરને જોઇને બધા મિથ્યાત્વી પાખંડીઓનો મદ ગળી જાય. લોગુત્તમાણં–લોકમાંહે ઉત્તમ છે લોગનાહાણં–લોકના નાથ છે લોગહિયાણં લોકના હિતકારી

**લોગપઈવાણં**-લોકને વિષે દીપક સમાન છે **લોગપજ્જોયગરાણં**-લોક માહે ઉદ્યોત કરનાર **અભયદયાણં**-અભય દાનના દેનાર **ચક્ખુદયાણં** -જ્ઞાનરૂપ ચક્ષુના દેનાર **મગ્ગદયાણં**-મોક્ષ માર્ગના દેનાર **સરણદયાણં** શરણના દેનાર **જીવદયાણ**-સંજમરૂપ જીવતરના દેનાર **બોહિદયાણ**-સમકિતરૂપ બોધના દેનાર **ધમ્મદયાણં**-ધર્મના દેનાર **ધમ્મદેસિયાણં** -ધર્મઉપદેશના દેનાર **ધમ્મનાયગાણ**-ધર્મના નાયક **ધમ્મસારહીણં** -ધર્મરૂપ રથના સારથિ **ધમ્મ**-ધર્મને વિષે, **વર**-પ્રધાન **ચાઉરંત**-ચાર ગતિનો અંત કરવા માટે **ચક્કવટ્ટીણં**-ચક્રવર્તી સમાન છો **દીવો**-સંસાર સમુદ્રમાં બૂડતાં જીવને બેટ સમાન **તાણં**-દુઃખના નિવારણ કરનાર **સરણ**-આધાર **ગઈ**-ચાર ગતિમાં **પઈટ્ઠાણ**-પડતા જીવને **અપ્પડિહય**-નથી હણાણું એવું. **વર**-પ્રધાન (કેવળ) **નાણ**-જ્ઞાન. **દંસણ**-દર્શન એટલે દેખવું. **ધરાણં** ધરનાર **વિયટ્ટ**-ગયું છે **છઉમાણં** છદ્મસ્થપણું **જિણાણં**-જીત્યા છે રાગદ્વેષને **જાવયાણં**-બીજાને જીતાવ્યા છે રાગ, દ્વેષ **તિન્નાણં**-તર્યા છે સંસારરૂપી સમુદ્ર **તારયાણં**-બીજાને તારે છે સંસાર સમુદ્રથી **બુદ્ધાણં**-પોતે સમજ્યા તત્વજ્ઞાનને. **બોહિયાણં** બીજાને તત્વજ્ઞાન સમજાવનાર **મુત્તાણં** પોતે મુકાણા બહારના તથા અંતરના કર્મ બંધનથી **મોયગાણં**-બીજાને એથી મુકાવનાર **સવ્વન્નુણં**-સર્વ જ્ઞાની છે **સવ્વદરિસિણં**-સર્વ પદાર્થના દેખનાર **સિવ**-ઉપદ્રવ રહિત **મલય**-અચળ **મરૂય**-રાગ રહિત, **મણંત**-મરણ રહિત **મક્ખય**-ક્ષયરહિત **મવ્વાબાહ**-બાધા પીડા રહિત **મપુણરાવિત્તિ**-નથી ફરીથી અવતરવું જેને **સિદ્ધિગઈ**-એહવી સિદ્ધની ગતિ-**નામધેય** -એવું અમર નામ **ઠાણં**-એવું સ્થાનક **સંપત્તાણં**-પામ્યા છે. **નમો જિણાણં**-નમસ્કાર હોજો એવા તીર્થંકરોને **જિયભયાણં**-સાત ભયના જીતનારને

(પહેલું નમોત્થુણં શ્રી સિદ્ધ ભગવંતને કહેવું બીજું શ્રી અરિહંત દેવને કહેવું તેમાં ઠાણંસંપત્તાણં ને બદલે ઠાણંસંપાવિઉ કામાણં કહેવું ને પછીના બોલ કહેવા નહિ.)

ત્રીજું નમોત્થુણં-વર્તમાનકાળના સ્વધર્માચાર્યો-સ્વધર્મોપદેશકોને કરવાનું છે તેનો પાઠ.-

**નમોત્થુણં, મમધમ્મ આયરિયસ્સ, મમધમ્મોવદેસિયસ્સ, જાવ સંપાવિઉ કામસ્સ, નમો આયરિયસ્સ.**

## સામાયિક પારવાનો વિધિ

(પહેલા પારથી લોગસ્સ સુધીની ક્રિયા આદરવાની રીતે કરીને છઠ્ઠા પાઠને ઠેકાણે નીચે મુજબ કહેવું)

દ્રવ્યથકી સાવજ્જ જોગનાં પચ્ચક્ખાણ કર્યાં હતાં તે પૂર્ણ થયા તે પારૂ છુ ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાળથકી બેઘડી, ઉપરાંત ન પારૂ ત્યાં સુધી ભાવથકી છ કોટીએ પચ્ચક્ખાણ કર્યા હતા તે પુરા થયા તે પારૂ છુ (૧) એહવા નવમા સામાયિક વ્રતના ઉપરની વિધિ મુજબ આદરેલા સામાયિક વ્રતને વિષે પચ્ચઅઈયારા-પાંચ અતિચાર જાણિયવ્વા-જાણવા ન સમાયરિયવ્વા-આચરવા નહિ. ત જહા-તે આ પ્રમાણે તે આલોઉં-તે કહી દેખાડુ છુ મણદુપ્પણિહાણે-મન માઠુ પ્રવર્તાવ્યુ હોય વયદુપ્પણિહાણે-વચન માઠુ પ્રવર્તાવ્યુ હોય કાયદુપ્પણિહાણે-કાયા માઠી પ્રવર્તાવી હોય સામાઈયસ્સસઈ-સમતારૂપ સામાયિક અકરણયાએ-અવસર લીધુ કે નહિ તેના અવસર ખબર ન રહ્યા હોય સામાઈયસ્સ સામાયિક અણવટ્ઠિયસ્સ કરણયાએ-પૂરૂ થયા વિના પાર્યું હોય, તસ્સ-તેનુ મિચ્છા મિ દુક્કડ-ખોટુ કીધેલ નિષ્ફળ થાઓ.

(૨) સામાયિકના વિષે દશ મનના દશ વચનના બાર કાયાના એ બત્રીશ દોષમાંથી કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ

(૩) સામાયિકમા આહારસજ્ઞા-ખાવાની ઇચ્છા થઈ હોય ભય સજ્ઞા-બીક લાગી હોય મૈથુનસજ્ઞા-સ્ત્રી સેવવાની ઇચ્છા કરી હોય. પરિગ્રહસજ્ઞા-લાભ મેળવવાની ઇચ્છા કરી હોય એ ચાર સજ્ઞા માંહેલી કોઈ સજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ

(૪) સામાયિકમાં સ્ત્રીકથા* ભત્તકથા, દેશકથા, રાજકથા એ ચાર કથા માંહેલી કોઈ કથા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ

---

* સ્ત્રીઓએ આ ઠેકાણે પુરુષકથા એમ કહેવું

(૫) **સામાયિક સમકાએણું**-સામાયિક કાયાએ બરાબર રીતે. **ન ફાસિયં**-સ્પર્શ કર્યું.- અંગીકાર કર્યું ન હોય. **ન પાલિયં**-તેવું જ પાળ્યુ ન હોય **ન સોહિય**-શુદ્ધ કર્યું ન હોય **ન તીરિયં** પાર ઉતાર્યું ન હોય **ન કિત્તિય**-કીર્તિ કીધી ન હોય **ન આરાહિયં**-આરાધના કીધી ન હોય **આણાએ**-વીતરાગ દેવની આજ્ઞા પ્રમાણે **અણુપાલિતા**-વિશેષે પારતા થકા **ન ભવઈ**-તે પ્રમાણે ન વરતાયુ હોય **તસ્સ મિચ્છા મિ દુક્કડં**-તે ખોટા કીધાનુ ફળ નિષ્ફળ થાઓ.

**(૬) સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિએ કરતાં અવિધિએ થયુ હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ (૭) સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં અજાણતાં મને, વચને, કાયાએ કરી કાંઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ.**

**સામાયિકમાં કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર ઓછુ આધક વિપરીત કહેવાણું હોય તો અનંતા સિદ્ધ અને કેવળીની સાખે તસ્સ મિચ્છા મિ દુક્કડ.**

**(પછી આગળ મુજબ ત્રણ નમોત્થુણં કહેવાં.)**

**સામાયિક વ્રત સંપૂર્ણ.**

**સામાયિક કરતાં મનના દશ, વચનના દશ તથા કાયાના બાર એ પ્રમાણે બત્રીશ દોષ ન લાગે તે માટે નિરંતર ઉપયોગ રાખવો. તે બત્રીશ દોષ નીચે પ્રમાણે :—**

**મનના દશ દોષ.**

૧ **અવિવેક દોષ**-સામાયિક કરે તે વારે સર્વ ક્રિયા કરે પણ મનમાં વિવેક ન હોય એટલે સામાયિક શુ ચીજ છે તે જાણે નહિ અને વિવેકસહિત સામાયિક કરવાથી કોણુ તર્યા છે ? એનાથી શુ ફળ પ્રાપ્તિ છે ? એ કોનુ સાધન છે ? એમા શુ સાધ્ય છે ? વ્યવહાર સામાયિક કયુ અને નિશ્ચય સામાયિક કયુ ? સામાયિકની રીતિ જિનેશ્વરે શા પ્રમાણે કહી છે વગેરે વિવેક વિના જે સામાયિક કરે તે અવિવેકનો પ્રથમ દોષ.

૨ યશો વાંચ્છા દોષ–સામાયિક કરીને કીર્તિની વાંચ્છના કરે એટલે સામાયિક તો નિર્જરાનો હેતુ છે અને સિદ્ધપદનું સાધન છે તેને બદલે તેનાથી કીર્તિની વાંછના કરે તે યશો વાંછા દોષ.

૩ ધન વાંચ્છા દોષ–સામાયિક કરવાથી ધન–પ્રાપ્તિની ઇચ્છા કરે તે.

૪ ગર્વ દોષ–સામાયિક કર્યાને મનમાં ગર્વ આણવો કે હું જ ધર્મ જાણનાર છું હું કેવું સામાયિક કરું છું ! બીજા મૂર્ખ લોકો સામાયિક શું સમજે ? વગેરે બાબતનો જે ગર્વ કરવો તે ગર્વ દોષ. અમે સંઘમાં મોટા છીએ માટે અમારે સામાયક કરવું પડે તે ગર્વ દોષ.

૫ ભય દોષ–એટલે કોઈ પ્રકારના ભયથી કે લોકમાં પોતાની નિંદા થશે એવી બીકથી સામાયિક કરે પણ મનમાં સામાયિક કરવાનો ભાવ ન હોય તે ભય દોષ. સામાયિક ન કરૂં તો શરમ કરવું પડશે એવો ભય લાવી સામાયિક કરવા બેસી જાય.

૬ નિદાન દોષ–સામાયિક કરીને ધનાદિકનું અથવા બીજી કોઈ ઇચ્છિત વસ્તુનું નિયાણું કરે તે કારણે સામાયિકનું તો મહત્ ફળ છે, તે ન વિચારતાં એવા ભોગ ક્ષુદ્ર ઉપર લક્ષ રાખી નિયાણું કરી તે વેચી નાખ્યા બરોબર થાય તે માટે તે નિદાન દોષ.

૭ સંશય દોષ–સંશયયુક્ત સામાયિક કરે એટલે મનમાં વિચારે કે સામાયિક કરીએ છીએ તો ખરા પણ આગળ ઉપર ફળ થશે કે નહિ ? એમ પ્રતીતિ નહિ તે.

૮ કષાય દોષ–કષાયયુક્ત સામાયિક કરે એટલે કોઈની સાથે રોષ વને છે તેથી તેને જવાબ દેવો નથી એમ ધારી સામાયિક કરી બેસે એવું રહસ્ય છે છતાં કષાયયુક્ત કરે તે દોષિત ગણાય, તેનું નામ કષાય દોષ સામાયિકમાં ક્રોધ, માન, માયા લોભ કરે તે કષાય દોષ.

૯ અવિનય દોષ–વિનય રહિત સામાયિક કરે તે. ગુરુ વગેરેનો યથાયોગ્ય વિનય ન કરવો તે

૧૦ અબહુમાન દોષ–બહુ માન રહિત કરે પણ ભક્તિભાવથી ન કરે તે

## વચનના દસ દોષ.

૧ **કુસ્તિક વચન દોષ**–જે વચન સાંભળી કોઇને લજ્જા, ભય, કષાયાદિ ઉપજે તેવાં કુસ્તિક વચન સામાયિકમાં બોલે તે કુસ્તિક દોષ

૨ **સહસાકાર દોષ**–સામાયિકમાં આગળ પાછળનો ઉપયોગ રાખ્યા સિવાય અણવિચાર્યું બોલે તે.

૩ **અસદારોહણ દોષ**–સામાયિકમાં કોઇ ઉપર અસત્ય દોષ (તહોમત) મૂકે તે.

૪ **નિરપેક્ષ વાક્ય દોષ**–સામાયિકમાં શાસ્ત્રની અપેક્ષા વિના સ્વમતિના વચન બોલે તે.

૫ **સંક્ષેપ દોષ**–સામાયિકમાં સૂત્ર પાઠે વચન સંક્ષેપ કરી બોલે, અક્ષર-પાઠાદિ હીણા બોલે તે

૬ **કલહ કર્મ દોષ**–સામાયિકમા કોઈની સાથે કલેશ કરે તે

૭ **વિકથા દોષ**–સામાયિકમા સજ્ઝાય, ધ્યાન, ધર્મકથા, મહાપુરુષના ચરિત્ર અથવા તીર્થંકર આદિનો મહિમા વગેરે ક્રિયા કરવાની કહી છે તે પ્રમાણે ન વર્તતા રાજ્યાદિ વગેરેની ચાર કથા કરે તે

૮ **હાસ્ય દોષ**–સામાયિકમાં કોઇની મશ્કરી કરે તે

૯ **અશુદ્ધ પાઠ દોષ**–સામાયિકનાં સૂત્રાદિ ઉચ્ચાર કરે તેમાં મુખથી દીર્ઘનો હ્રસ્વ અથવા હ્રસ્વ અક્ષરને ઠેકાણે દીર્ઘ બોલે, કોઇ ઠેકાણે માત્રાહીન અથવા અધિક ઉચ્ચરે, અશુદ્ધ પાઠનો ઉચ્ચાર કરે તે

૧૦ **મુણ મુણ વચન દોષ**–સામાયિક લઇને ઉતાવળે પાઠનો ઉચ્ચાર કરે, સ્પષ્ટ પ્રગટ અક્ષર ન ઉચ્ચરે, પદનુ, ગાથાનુ ઠેકાણું માલૂમ ન પડે, માખીની પેઠે બણબણ કરે એમ ગડબડ કરીને પાઠ પૂર્ણ કરે તે

## કાયાના બાર દોષ.

૧ **અયોગ્ય આસન દોષ**–સામાયિક કરતી વખતે પગ ઉપર પગ ચડાવીને બેસે, મહાત્મપર્યાય થકી વિનય ગુણની વૃદ્ધિની હાની કરે, વસ્ત્ર-

વડે જાનું બાંધીને બેસે તે પ્રથમ દોષ, માટે જે વડે વિનય ગુણ રહે. ઉદ્ધતાઈ ન જણાય, અજયણા ન થાય તેવી રીતે બેસવું

૨ ચલાસન દોષ આસનને સ્થિર ન રાખે વારવાર આગળ પાછળ ચલાયમાન કરે ને પોતે ચપળતા વધી કરે તે ચલાસન દોષ કહેવાય.

૩ ચલદૃષ્ટિ દોષ–સામાયિક લઈને દૃષ્ટિને નાસિકા ઉપર સ્થાપી મનમા શ્રુતપયોગ રાખી મૌનપણે ધ્યાન ન ધરે શાસ્ત્રાભ્યાસ કરવો હોય તો જયણાયુક્ત પુસ્તક ઉપર દૃષ્ટિ રાખવા વગેરે શુદ્ધ સામાયિકની રીતિ જે શાસ્ત્રકારે કહેલી છે તે રીતિનો ત્યાગ કરી ચકિત મૃગની જેમ ચારે દિશાએ નેત્રો ફેરવે તે ચલદૃષ્ટિ દોષ.

૪ સાવદ્યક્રિયા દોષ–કાયાવડે કઈ સાવદ્ય ક્રિયા કરે અથવા સાવદ્ય ક્રિયાની સંજ્ઞા કરે તે

૫ આલંબન દોષ–સામાયિકમાં દીવાલ પ્રમુખનો આશ્રય છોડી એકાંત બેસવું એ રીતિ છે તે રીતિ ત્યાગી દીવાલ, થાંભલા વગેરેને પીઠ લગાડીને બેસે તે કારણે પુંજ્યા વિનાની દીવાલ ઉપર ઘણા જીવોનો વિશ્રામ હોય ત્યા પીઠ લગાડતાં ઘણા જીવોની વિરાધના થાય અથવા ઓઠીંગણ દઈ બેસવાથી નિદ્રાદિક પ્રમાદ વધે અને તેથી શુભ ધ્યાનાદિકમાં ખામી આવે તેથી તે દોષયુક્ત છે

૬ આકુંચન પ્રસારણ દોષ–સામાયિક લઈને કારણ વિના હાથ પગ સંકોચે અથવા લાંબા કરે

૭ આલસ્ય દોષ–સામાયિકને વિષે અંગે આળસ મરડે, ટાચકા ફોડે, કડકા કરે, કમ્મર વાંકી કરે વગેરે પ્રમાદની બહુલતાનાં કાર્યો કરે તે

૮ મોટન દોષ–સામાયિકમા અંગુલી પ્રમુખને વાંકી કરી ટાચકા ફોડે તે.

૯ મલ દોષ–સામાયિક લઈને શરીરે ખસ પ્રમુખ થઈ હોય તે વલૂરે, મેલ ઉતારે તે.

૧૦ વિમાસણ દોષ–સામાયિકમાં અંગ વિમાસણ કરાવે, હાથનો ટેકો દીએ લમણે હાથ દઈ બેસે તે.

૧૧ નિદ્રા દોષ–સામાયિકમા નિદ્રા કરે તે.

**૧૨ વસ્ત્ર સંકોચન દોષ**-ટાઢ પ્રમુખની પ્રબળતાથી પોતાને સમસ્ત અંગે સારી પેઠે વસ્ત્ર ઓઢે તે

એ પ્રમાણે મનના દશ દોષ, વચનના દશ દોષ અને કાયાના બાર દોષ એ સર્વ બત્રીસ દોષ થાય. વિવેકી પુરુષો તે દોષ ટાળી શુદ્ધ સામાયિક કરે

## નીચેના વીસ દોષ ટાળી કાઉસગ્ગ કરવો.

૧ ઘોડાની પેઠે પગ ઊંચો નીચો કરે તે ઘોટક દોષ ૨ લતાની પેઠે સૂઇ રહે તે લતા દોષ ૩ સ્થંભને આધારે ઓઠીંગે રહી ઉભો ઝુલે તે સ્થંભ દોષ ૪ પર્વતના કૂટની પેઠે અક્કડ ઉભો રહે તે કૂટ દોષ ૫ ઝાલણીઆના ઉંચા ઓઠીંગે રહી કાઉસ્સગ્ગ કરે તે માળા દોષ ૬ ભીલડીની પેઠે હાથ આગળ રાખી કરે તે શબરી દોષ. ૭ વહુની પેઠે ઘુંઘટો કાઢી વસ્ત્ર ઓઢે તે વધુ દોષ ૮ પ્રમાણ ઉપરાંત વસ્ત્ર માથે રાખી કરે તે લબોત્તર દોષ શરીરને સ્તનની પેઠે ઢાકીને કરે તે સ્તન દોષ ૧૦ ગાડાની ઉધની પેઠે બે પગની પાની એકઠી રાખે તે ઊર્ષ્વિકા દોષ. ૧૧ સાધ્વીની પેઠે વસ્ત્ર ઓઢી કરે તે સયતિ દોષ ૧૨ દિગબરની પેઠે હાથ ઉંચા રાખી કરે તે ખલીન દોષ ૧૩ કાગની પેઠે નેત્ર ચચળ કરે તે વાયસ દોષ ૧૪ કોઠના ફળ એકઠાં કર્યાની પેઠે વસ્ત્ર એકઠાં કરે તે કવીઠ દોષ ૧૫ શરીરમા ભૂત પ્રવેશ જેમ મસ્તક ધૂણાવે તેમ ધૂણી કાઉસ્સગ્ગ કરે તે શશીકંપન દોષ ૧૬ મૂંગાની પેઠે હું હું કરે તે મૂક દોષ ૧૭ આગળી પાપણે રાખી વિચાર કર્યાની પેઠે કાઉસ્સગ્ગ કરે તે અગુલીભ્રમૂહ દોષ ૧૮ દારૂ શીશામાં નાખતાં ગરમીને યોગે બડબડ થાય તેની પેઠે કરે તે વારૂણી દોષ ૧૯ તરસ્યા કપિની પેઠે હોઠ હલાવે તે પ્રેક્ષા દોષ ૨૦ બીજાની પાસે પાઠ ઉચ્ચરાવી કરે તે અન્ય પાઠોચ્ચરિત દોષ

કાઉસ્સગ્ગ કરતી વખતે ઉપરના વીસ દોષોમાથી એક પણ દોષ ન આવે તેનુ બરાબર ધ્યાન આપવું

# શ્રી પ્રતિક્રમણ સૂત્ર

પ્રતિક્રમણ શરૂ કરતાં પહેલા ઊભા થઇ સવિનયે ગુર્વાદિકને અગાર તેમની ગેરહાજરીમાં શ્રી સીમંધર ભગવાનને યથાવિધિ વંદણા કરી પ્રતિક્રમણના ત્રણ, આવશ્યકની આજ્ઞા માગવી

## પહેલો આવશ્યક *

(આ ઠેકાણે નવકાર તથા તિખ્ખુત્તોનો પાઠ પૂરો કહેવો) પછી સ્વામીનાથ પાપનું આલોચણ, પ્રતિક્રમણની આજ્ઞા (એ પ્રમાણે કહીને) પાઠ ૧ લો ઇચ્છામિણં ભંતે ! પડિક્કમણાની આજ્ઞા માગવાનો પાઠ

ઇચ્છામિણં–મારી ઇચ્છા છે ભંતે–હે પૂજ્ય તુબ્ભેહિં–તમારી અબ્ભણુન્નાય સમાણે–આજ્ઞા થવાથી. દેવસિય–દિવસ સંબંધી પડિક્કમણં–પાપને નિવારણ કરવાને. ઠામિ–એક સ્થાને બેસું છું દેવસિ–દિવસ સંબંધી. જ્ઞાન–જ્ઞાન. દંસણ–દર્શન ચારિત્ર–આવતાં કર્મને રોકવા તે તપ–પૂર્વ કર્મ ખપાવવાં તે અતિચાર–લીધેલા વ્રત ભાંગવાને તૈયાર થવું તે ચિંતવનાર્થં–વિચારવાને અર્થે કરેમિ–કરૂં છું કાઉસ્સગ્ગ–કાયા સ્થિર રાખવી તે (નવકાર તથા કરેમિભંતેનો પાઠ બોલવો )

સ્તુતિ–બાર ગુણ શ્રી અરિહંતના, આઠ ગુણ શ્રી સિદ્ધભગવંતના, છત્રીશ ગુણ શ્રી આચાર્યજીના, પચીશ ગુણ શ્રી ઉપાધ્યાયજીના સત્તાવીશ ગુણ શ્રી સાધુના, એ પંચ પરમેષ્ઠીના મળી એકસો આઠ ગુણ સંબંધી જ્ઞાન, દર્શન, ચારિત્ર તપ સંબંધી અવિનય અભક્તિ, આશાતના થઇ હોય તે, મન, વચન કાયાએ કરી જાણપણે, અજાણપણે, આકુટીપણે, અણાકુટીપણે દ્રવ્યથી, ક્ષેત્રથી કાળથી, ભાવથી, દેશથી, સર્વથી વિરાધના કરી હોય, ને દિવસ સંબંધી અવજ્ઞા–અપરાધ કીધા હોય, કરાવ્યો હોય, અનુમોદ્યો હોય તે સર્વે અરિહંત અનંતા સિદ્ધ ભગવાનની સાખે તસ્સ મિચ્છા મિ દુક્કડં

---

* સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ વિશેષ કરીને અવશ્ય કરવું તેને આવશ્યક કહે છે

## પાઠ ૨ જો, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં.

**ઇચ્છામિ**-ઇચ્છું છુ **ઠામિ**-એક ઠેકાણે રહીને કરૂં છું **કાઉસ્સગ્ગ**-કાયા સ્થિર રાખવી તે **જો**-જે **મે**-મારે જીવે **દેવસીઓ**-દિવસ સબંધી **અઇયારો**-અતિચાર **કઓ**-લગાડયો હોય **કાઇઓ**-કાયાએ કરી **વાઇઓ**-વચને કરી **માણુસિઓ**-મને કરી **ઉસુત્તો**-સૂત્રવિરૂદ્ધ કર્યું હોય **ઉમ્મગ્ગો**-જિન માર્ગ છોડીને અન્ય માર્ગ પકડયો હોય **અકપ્પો** - ન ભોગવવા જેવી વસ્તુ ભોગવી હોય. **અકરણિજ્જો**-ન કરવા જેવું કર્યું હોય. **દુજ્ઝાઓ**-માઠું ધ્યાન ધર્યું હોય **દુવ્વિચિંતિઓ**-માઠી ચિંતવણા કરી હોય **અણાયારો**-આચરવા યોગ્ય નહિ **અણિચ્છિયવ્વો**-ઇચ્છવા યોગ્ય નહિ **અસાવગ**-શ્રાવકને નહિ કરવા યોગ્ય **પાઉગ્ગો**-કોઇ પ્રયોગ કર્યો હોય. **નાણે**-જ્ઞાનને વિષે **તહ**-તેમજ **દંસણે**-દર્શનને વિષે **ચરિત્તાચરિત્તે**-જેટલે અંશે પચ્ચક્ખાણ તે ચારિત્ર અને જેટલા અપચ્ચક્ખાણ તે અચારિત્ર તેને વિષે, **સુએ**-સૂત્ર સિદ્ધાંતને વિષે **સામાઇએ**-સમતારૂપ સામાયિકને વિષે **તિણ્હં**-ત્રણ પ્રકારની **ગુત્તિણં**-ગુપ્તિ,-મન, વચન અને કાયા એ ત્રણને **ચઉણ્હ**-ચાર પ્રકારના **કસાયાણં**-કષાય એટલે ક્રોધ, માન, માયા ને લોભ. **પંચણ્હ**-પાંચ પ્રકારના **અણુવ્વયાણં**-અણુવ્રત (પહેલેથી પાંચ વ્રત) **તિણ્હ**-ત્રણ પ્રકારના **ગુણવ્વયાણં**-ગુણવ્રત (તે છઠું, સાતમું અને આઠમું વ્રત) **ચઉણ્હ**-ચાર પ્રકારના **સિક્ખાવયાણં**-શિક્ષાવ્રત (તે નવ, દસ, અગિયારને બારમું વ્રત) **બારસવિહસ્સ**-(એ કહ્યા તે) બાર પ્રકારનાં **સાવગ**-શ્રાવકના **ધમ્મસ્સ**-ધર્મને વિષે **જં**-જે કાંઇ **ખંડિયં**-ખંડિત કર્યુ હોય. **જં**-જે કાંઇ **વિરાહિયં**-વિરાધ્યુ હોય **તસ્સ**-તેનું **મિચ્છા મિ દુક્કડં**-દુષ્કૃત, પાપ નિષ્ફળ થાઓ.

**સ્તુતિ**-પ્રથમ મારો આત્મા અનાદિકાળનો મમતાપણે પરિણમ્યો છે તેને સમતાપણે પરિણમવાને વાસ્તે સાવજ્જ જોગની બંધી કરવી સમભાવનો લાભ તે સામાયિક કહીએ. પ્રથમ સામાયિક આવશ્યક તે સમતા પરિણામ રાખવા માટે નિપજાવવો.

**તસ્સઉત્તરીકરણેણંથી** ઠેઠ અપ્પાણં વોસિરામી સુધી કહીને તે પછી સ્થિર રહી કાઉસ્સગ્ગ કરવો તેમાં **નવાણું અતિચાર** જે દરેક વ્રત વગેરેને અંતે કહેવાશે તે અથવા ચાર લોગસ્સ મનમાં બોલવા અને **એક નવકાર** ગણી કાઉસ્સગ્ગ પારવો.

## બીજો આવશ્યક

સ્તુતિ– જે સમતાપણે પરિણમ્યા, મમતા પરિહર્યા, મોહ રાજ લોકને મસ્તકે સિદ્ધિ વર્યા, સંસાર સમુદ્ર નિસ્તર્યા, સર્વ ઉપમા અલંકૃત સર્વ અઘમળહર, એવા ચોવીશ તીર્થંકર જન્મ, જરા મરણને પરિક્ષીણ કરી, આત્મગુણ, આત્મપણે પરિણમ્યા, સાદિ અનંત ભાવે સિદ્ધ થયા, સમણ રમણરૂપ અનુભવ સ્થિર રહ્યા તમારી સહાયપણે સમતા પ્રગટ થવા મમતા પરિહરવાને અવસરે, સ્મરણ, ચિંતન, મનન, ધ્યાનરૂપે સહાય હોજો. એવા ચોવીશ તીર્થંકરની સ્તુતિરૂપ **બીજો ચઉવીસત્થો** આવશ્યક (લોગસ્સનો પાઠ કહેવો)

## ત્રીજો આવશ્યક

સ્તુતિ–હવે એવા ચોવીશ તીર્થંકર જેણે ઓળખાવ્યા તેવા મારા ધર્મગુરુ ધર્માચાર્ય, મહાઉપકારી, જ્ઞાનલોચનના દાતાર, અજ્ઞાનતિમિરના ટાળણહાર મિથ્યાત્વ કદાગ્રહના મિટાવણહાર. ભવદાવાનળ શમાવવાને અર્થે અમૃતધારા વાણી વરસાવતા, મુજ અપરાધીને ન્યાય કરવા, માર્ગથી ભૂલ્યાને માર્ગે ચઢાવ્યા, (પછી આપની વાત) એવા ધર્મગુરુ ધર્માચાર્ય ધર્મોપદેશક, ધર્માત્મા, છ કાયના ગોવાળ, અધમ ઉદ્ધારણ, ભવદુઃખભંજન, લોચનદાતાર નિર્લોભી, નિરાભિમાની, સમતાવંત, ધૈર્યવંત, વિવેકી વિજ્ઞાની એકાંત ઉપકાર નિમિત્તે મહેરબાની કરી સાચા મિત્રપણે હાથ દઈ મુજ કિંકર અપરાધી, ગુણરહિત કરુણા બુદ્ધિએ ન્યાયમાર્ગ દેખાડી સાચા દેવાધિદેવને ઓળખાવ્યા.

### પાઠ ૩ જો વંદણા ઇચ્છામિ ખમાસમણો

(ઉભડક બેસીને આ પાઠ બે વાર બોલવો)

ઇચ્છામિ ખમાસમણો ( ઉત્કટ ( ઉભડક ) આસને બેસીને કહેવું )

ઇચ્છામિ–ઇચ્છું છું ખમા–ક્ષમાવંત સમણો–સાધુ વંદિઉં–વાંદું છું જાવણિજ્જાએ યથાશક્તિ નિસીહિઆએ–અશુભ જોગને નિષેધ કરીને અણુજાણહ–આજ્ઞા આપો. મે–મુજને મિ–મર્યાદામાં ઉગ્ગહં–આવવાની નિસીહિ–નિષેધ કરીને અશુભ જોગને. અહોકાયં–

-તમારા ચરણોને-**કાયસંફાસ**-મારી કાયાએ સ્પર્શ કરૂ છું. **ખમણિજ્જો**-ખમજો **ભે**-પૂજ્ય. **કિલામો**-કલેશ ઉપજાવ્યો હોય તે. **અપ્પ**-ગઈ છે **કિલંતાણં**-કિલામના તમારી **બહુ**-ઘણી **સુભેણ**-શુભયોગે કરી **ભે**-પૂજ્ય **દિવસો**-દિવસ **વઇક્કંતો**-વહી ગયો. (ચાલ્યો ગયો) **જત્તા ભે**-જાત્રારૂપ પૂજ્ય **જવણિજ્જં**-જીતી છે ઇંદ્રિયોને **ચ**—અને **ભે**—પૂજ્ય તમે **ખામેમિ**—ખમાવું છું. **ખમાસમણો**-ક્ષમાસહિત સાધુ તમને **દેવસિયં**-દિવસ સંબંધી. **વઇક્કમં**-થયેલા અપરાધને **આવસ્સિયાએ**-અવશ્ય કરણી કરતાં થયેલા અતિચારથી. **પડિક્કમામિ**-હું નિવર્તું છું **ખમાસમણાણં**-ક્ષમાવંત સાધુની **દેવસિયાએ**-દિવસ સંબંધી. **આસાયણાએ**—આશાતના **તિત્તીસન્નયરાએ**-તેત્રીસ તથા તેથી અનેરે પ્રકારે. **જં**—જે **કિંચિ**-કાંઇ. **મિચ્છાએ**-ખોટું કીધું હોય. **મણ**-મને **દુક્કડાએ**-માઠું કર્યું હોય **વય**-વચને **દુક્કડાએ**-માઠું બોલ્યો હોઉં **કાય**-કાયા **દુક્કડાએ**-માઠી વર્તાવી હોય **કોહાએ**-ક્રોધ કર્યો હોય. **માણાએ**-માન કર્યું હોય **માયાએ**-કપટ કર્યું હોય **લોહાએ**-લોભ કર્યો હોય. **સવ્વકાલિયાએ**-સર્વ કાળને વિષે **સવ્વમિચ્છોવયારાએ**-સર્વ જે કાંઇ ખોટું કર્યું હોય **સવ્વ**-સર્વ **ધમ્માઇ**-ધર્મની **કક્કમણાએ**-કરણીને વિષે. **આસાયણાએ**-આશાતના કરી હોય **જો**-જે **મે**-મને **દેવસિઓ**-દિવસ સંબંધી **અઇયારો**-અતિચાર **કઓ**-લાગ્યા હોય. **તસ્સ**-તે અતિચારને **ખમાસમણો**-ક્ષમાવંત સાધુ, **પડિક્કમામિ**-નિવર્તું છું **નિંદામિ**-નિંદુ છું, **ગરિહામિ**-ગર્હું છું **અપ્પાણં**-**વોસિરામિ**-આત્માને તજુ છું, દોષોને આત્માથી તજુ છું (આ પાઠ બે વખત કહેવો)

**સ્તુતિ**—એવા મારા ધર્મગુરુએ, મુજને ન્યાલ કરવા મહેરબાન થઇને મુજ અપરાધીને સુકૃત કમાણીરૂપ પુંજી સબળ, અર્થ ભાવ, લક્ષ્મી, ભવોભવ કલ્યાણકારી, શિવ-એકાંત સુખકારી, આનંદકારી, જયવિજયકારી પુણ્ય અને ધર્મબુદ્ધિકારી, સુલભબોધબીજદાયક, સંવર કરણી બતાવી મારી સમજણ માફક ભાગ્ય પ્રમાણે, છતી શકિત પ્રમાણે, મૂળગુણ, ઉત્તરગુણ વ્રત, પચ્ચક્ખાણ નિયમ મર્યાદા કરાવી છે, તે પાંચ આચાર સંબંધી થોડા કાળની મર્યાદા કરી ભલા પચ્ચક્ખાણ કરાવ્યાં છે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત ચાર શિક્ષાવ્રતાદિને વિષે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર દોષ લાગ્યો હોય, તે

આલોવણુ, નિંદણુ, ગરહણુ, આત્માને વિશુદ્ધ કરી પાપથી પાછા ખસવાં કરીને, આત્માને વિશુદ્ધ કરવા સારૂ સંભારી-સંભારી, ધારી-ધારી, વિચારી-વિચારીને દોષ નિવારવા પ્રતિક્રમણરૂપ ત્રીજો આવશ્યક કરવાની ઈચ્છા ઉપજે છે તે સફળ હોજો. દુષ્કૃત નિષ્ફળ હોજો.

સામાયિક એક, ચઉવીસત્થો એ બે લોગસ્સ બે અને વંદણા ત્રણ એ ત્રણ આવશ્યક પૂરા થયા તેને વિષે કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર ઓછું અધિક વિપરીત કહેવાણું હોય તે મિચ્છામિ દુક્કડં

(ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી)

## ચોથો આવશ્યક

### પાઠ ૪ થો-જ્ઞાનના અતિચારનો

દિવસસ બંધી—દિવસને વિષે. જ્ઞાન—જ્ઞાન દંસણ—દર્શન ચારિત્ર—તપને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં—કહી દેખાડું છું. આગમે—સૂત્ર, સિદ્ધાંત. તિવિહે—ત્રણ પ્રકારના. પણ્ણત્તે—પરૂપ્યા. તં જહા—જેમ છે તેમ કહે છે. સુત્તાગમે—સૂત્ર આગમ. અત્થાગમે—અર્થ આગમ એટલે સૂત્રના અર્થ કરવા તે. તદુભયાગમે—તે બે આગમ-સૂત્ર તથા અર્થ બન્ને સાથે જ હોય તે. એવા જ્ઞાનને વિષે જે અતિચાર દોષ લાગ્યા હોય તે આલોઉં—કહું છું. જં વાઇદ્ધં સૂત્ર આઘાં પાછાં ભણ્યા હોય. વચ્ચામેલિયં—ધ્યાન વિના શૂન્ય ઉપયોગે સૂત્ર ભણ્યા હોય. હીણક્ખરં—ઓછો અક્ષર ભણ્યો હોય. અચ્ચક્ખરં—અધિક અક્ષર ભણ્યો હોય. પયહીણં—પદ ઓછું ભણ્યું હોય. વિણયહીણં—વિનયરહિત ભણ્યું હોય. જોગહીણં—મન, વચન કાયાના જોગ સ્થિર રાખ્યા વિના ભણ્યું હોય. ઘોસહીણં—શુદ્ધ ઉચ્ચારરહિત ભણ્યું હોય. સુટ્ઠુદિન્નં—રૂડું જ્ઞાન અવિનીતને દીધું હોય, દુટ્ઠુપડિચ્છિયં—દુષ્ટ રીતે ભણ્યું હોય. અકાલે કઓ સજ્ઝાઓ—સંધ્યાકાળ આદિ બાર અકાળ, તે વખતે સજ્ઝાય કરી હોય. કાલે ન કઓ સજ્ઝાઓ—ભણવા વખત છે તે વખત સજ્ઝાય ન કરી હોય. અસજ્ઝાએ સજ્ઝાયં—લોહી, પરૂ આદિ અપવિત્ર જગ્યાએ સજ્ઝાય કરી હોય. સજ્ઝાએ ન સજ્ઝાયં—સજ્ઝાય કરવા યોગ્ય જગા હોય ત્યાં સજ્ઝાય ન કરી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં—એ ચૌદ પ્રકારના અતિચાર માંહેલો કોઈ દોષ લાગ્યો હોય તે ખોટું કરેલું નિષ્ફળ થાઓ.

## પાઠ ૫-મો સમકિતનો.

**દંસણ**-સદ્દહણા, આસ્થા, **સમકિત**[૧]-ત્રણતત્ત્વની શુદ્ધિ પૂર્વક, પદાર્થોમાં **પરમત્થ-પરમ અર્થ**-નવતત્ત્વ જાણીને તેમાંથી આત્માનો અનુભવ કરવો તે આત્માના શુદ્ધ ગુણોમાં રમણતા **સંથવો**-રાગ, દ્વેષ રહિત દૃષ્ટિ પરિચય કરવો, **વા**-અથવા **સુદિટ્ઠ**-ભલી દૃષ્ટિથી **પરમત્થ**-એ મહાન અર્થની **સેવણા**-જેને અનુભવ છે, સેવના કરવી **વા વિ**-અને વળી **વાવન્ન**-સમકિત પામી તેમાંથી ખસી ગયા હોય તે **કુદંસણ**-ત્રણસે ત્રેસઠ પાખડી (મૂળગું સમકિત જેને ન હોય) **વજ્જણા**-તેને વર્જવા, ત્યાગ કરવો **સમ્મત્ત**-એ સમકિતવંતની **સદ્દહણા**-શ્રદ્ધા. **એવા સમકિતના સમણોવાસએણં**-એવા સમકિત જીવ, સાધુના પાસાના સેવનાર શ્રાવકને **સમ્મત્તસ્સ**-સમકિતના. **પંચ**-પાચ **અઈયારા**-અતિચાર **પેયાલા**-મોટા પાતાળ કળશ સમાન **જાણિયવ્વા**-જાણવા ન **સમાયરિયવ્વા**-(પણ) આચરવા નહિ. **તંજહા**-જેમ છે તેમ તે—તે **આલોઉ**-કહું છું **સંકા**-સમકિતને વિષે શંકા રાખે (જૈનધર્મ ખરો હશે કે ખોટો હશે ?) **કંખા**-મિથ્યાત્વના મતની ઇચ્છા કરવી તે **વિતિગિચ્છા**-કરણીના ફળનો સંદેહ આણે. **પરપાસંડ** બીજા પાખંડીના મતનાં **પસંસા**-વખાણ કર્યા હોય **પરપાસંડ**-બીજા પાખંડીનો **સંથવો**-સમાગમ કર્યો હોય (કેમકે જે પોતાના મતમા જાણીતો ન હોય ને બીજાનો સમાગમ કરે તો તે એક તરફી વિચારથી ખસી જાય છે) એ પાચ અતિચાર મધ્યેથી કોઇ અતિચાર લાગ્યો હોય તો **તસ્સ મિચ્છા મિ દુક્કડં**-તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો

---

## પાઠ ૬ ઠો-પહેલું અણુવ્રત.

**પહેલું**-પહેલું **અણુવ્રત**-નાનું (સાધુના વ્રતથી) **થૂલાઓ પાણા ઇવાયાઓ**-મોટકા પ્રાણી હણવાથી **વેરમણં**-નિવર્તું છું **ત્રસ જીવ**-

૧ પાચ ગુણ જેનામાં હોય તેને સમકિત કહેવું ૧ સમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા ૫ આસ્થા

આલવણ, નિંદણ, ગર્હણ, આત્માને વિશુદ્ધ કરી પાપથી પાછાં પગલાં ભરીને, આત્માને વિશુદ્ધ કરવા માટે સંભારી-સંભારી, ધારી-ધારી, વિચારી-વિચારીને દોષ નિવારવા પ્રતિક્રમણરૂપ ચોથા આવશ્યક કરવાની ઇચ્છા ઉપજી છે તે સફળ હોજો. દુષ્કૃત નિષ્ફળ હોજો

સામાયિક એક ચઉવીસત્થો એટલે લોગસ્સ બે અને વંદણા ત્રણ એ ત્રણ આવશ્યક પૂરા થયા તેને વિષે કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર ઓછું અધિક વિપરીત કહેવાણું હોય તે મિચ્છા મિ દુક્કડં

(ચોથા આવશ્યકની આજ્ઞા માગવી)

## ચોથો આવશ્યક.

### પાઠ ૪ થો-જ્ઞાનના અતિચારનો

દિવસસંબંધી—દિવસને વિષે જ્ઞાન—જ્ઞાન દર્શન—દર્શન ચારિત્ર—તપને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં—હું કેવાઉં છું આગમે—સૂત્ર, સિદ્ધાંત તિવિહે—ત્રણ પ્રકારના પણ્ણત્તે-પરૂપ્યા. ત જહા—જેમ છે તેમ કહે છે સુત્તાગમે—સૂત્ર આગમ. અત્થાગમે—અર્થ આગમ એટલે સૂત્રના અર્થ કરવા તે તદુભયાગમે-તે બે આગમ-સૂત્ર તથા અર્થ બન્ને સાથે જ હોય તે એવા જ્ઞાનને વિષે જે અતિચાર દોષ લાગ્યા હોય તે આલોઉં—કહું છું જં વાઇદ્ધં સૂત્ર આઘાં પાછાં ભણાયા હોય. વચ્ચામેલિયં—ધ્યાન વિના શૂન્ય ઉપયોગે સૂત્ર ભણાયાં હોય હીણક્ખરં—ઓછો અક્ષર ભણાયો હોય અચ્ચક્ખરં-અધિક અક્ષર ભણાયો હોય પયહીણં-પદ ઓછું ભણાયું હોય. વિણયહીણં-વિનયરહિત ભણાયું હોય. જોગહીણં-મન, વચન કાયાના જોગ સ્થિર રાખ્યા વિના ભણાયું હોય. ઘોસહીણં-શુદ્ધ ઉચ્ચારરહિત ભણાયું હોય સુટ્ઠુદિન્નં-રૂડું જ્ઞાન અવિનીતને દીધું હોય. દુટ્ઠુપડિચ્છિયં-દુષ્ટ રીતે ભણાયું હોય. અકાલે કઓ સજ્ઝાઓ-સંધ્યાકાળ આદિ બાર અકાળ, તે વખતે સજ્ઝાય કરી હોય. કાલે ન કઓ સજ્ઝાઓ-ખરો વખત છે તે વખત સજ્ઝાય ન કરી હોય. અસજ્ઝાઇએ સજ્ઝાયં-લોહી, પરૂ આદિ અપવિત્ર જગ્યાએ સજ્ઝાય કરી હોય. સજ્ઝાઇએ ન સજ્ઝાયં-સજ્ઝાય કરવા યોગ્ય જગ્યા હોય ત્યાં સજ્ઝાય ન કરી હોય તસ્સ મિચ્છા મિ દુક્કડં-એ ચૌદ પ્રકારના અતિચાર માંહેલો કોઇ દોષ લાગ્યો હોય તે ચોકું કરેલ નિષ્ફળ થાઓ.

## પાઠ ૫–મો સમકિતનો.

**દંસણુ**–સદ્દહણા, આસ્થા, **સમકિત૧**–ત્રણતત્ત્વની શુદ્ધિ પૂર્વક, પદાર્થોમા **પરમત્થ–પરમ અર્થ**–નવતત્ત્વ જાણીને તેમાંથી આત્માનો અનુભવ કરવો તે આત્માના શુદ્ધ ગુણોમાં રમણતા **સથવો**–રાગ, દ્વેષ રહિત દૃષ્ટિ પરિચય કરવો, **વા**–અથવા **સુદિઠ્ઠ**–ભલી દૃષ્ટિથી **પરમત્થ**–એ મહાન અર્થની **સેવણા**- જેને અનુભવ છે, સેવના કરવી **વા વિ**–અને વળી **વાવન્ન**–સમકિત પામી તેમાંથી ખસી ગયા હોય તે **કુદસણુ**–ત્રણસે ત્રેસઠ પાખડી (મૂળગું સમકિત જેને ન હોય) **વજ્જણા**–તેને વર્જવા, ત્યાગ કરવો **સમ્મત્ત**–એ સમકિતવંતની **સદ્દહણા**–શ્રદ્ધા. **એવા સમકિતના સમણોવાસએણું**–એવા સમકિત જીવ, સાધુના પાસાના સેવનાર શ્રાવકને **સમ્મત્તસ્સ**–સમકિતના. **પંચ**–પાચ **અઈયાર**–અતિચાર **પેયાલા**–મોટા પાતાળ કળશ સમાન **જાણિયવ્વા**–જાણવા ન **સમાયરિયવ્વા**–(પણ) આચરવા નહિ. **તંજહા**-જેમ છે તેમ તે—તે **આલોઉ**–કહુ છુ **સકા**–સમકિતને વિષે શકા રાખે (જૈનધર્મ ખરો હશે કે ખોટો હશે ?) **કખા**–મિથ્યાત્વના મતની ઇચ્છા કરવી તે **વિત્તિગિચ્છા**–કરણીના ફળનો સદેહ આણે. **પરપાસંડ** બીજા પાખડીના મતનાં. **પસસા**–વખાણ કર્યા હોય. **પરપાસંડ**-બીજા પાખડીનો **સંથવો**–સમાગમ કર્યો હોય (કેમકે જે પોતાના મતમાં જાણીતો ન હોય ને બીજાનો સમાગમ કરે તો તે એક તરફી વિચારથી ખસી જાય છે ) એ પાચ અતિચાર મધ્યેથી કોઇ અતિચાર લાગ્યો હોય તો **તસ્સ મિચ્છા મિ દુક્કડ**–તે ખોટુ કીધેલું નિષ્ફળ થાજો

---

## પાઠ ૬ ઠો–પહેલુ અણુવ્રત.

**પહેલુ**–પહેલુ **અણુવ્રત**–નાનુ (સાધુના વ્રતથી) **થૂલાઓ પાણા ઇવાયાઓ**–મોટકા પ્રાણી હણવાથી **વેરમણં**–નિવર્તુ છુ **ત્રસ જીવ**–

૧ પાચ ગુણ જેનામા હોય તેને સમકિત કહેવુ ૧ સમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકપા ૫ આસ્થા.

હાલતા ચાલતા જીવ (તે કહે છે.) બેઇંદ્રિય-બે ઇંદ્રિયવાળા. તેઇંદ્રિય-ત્રણ ઇંદ્રિયવાળા. ચઉરિંદ્રિય-ચાર ઇંદ્રિયવાળા, પચેંદ્રિય-પાંચ ઇંદ્રિયવાળા જીવ-પ્રાણી જાણી-જાણીને પીછી-ઓળખ્યા છતાં સ્વસંબંધી-પોતાના સગાસંબંધી. શરીરમાંહેલા પીડાકારી-પોતાના શરીરમાં પીડા ઉપજાવે એવા જીવ. સઅપરાધી-પોતાનો અપરાધ જેણે કર્યો હોય તે પણ વિગલેંદ્રિય વિનાના-જ્ઞાન રહિત (ભાન રહિત) તે બેઇંદ્રિય, તેઇંદ્રિય ચઉરિંદ્રિય તથા પાગલ એ વરજીને. આઉટ્ટિ-જાણીને હણવા-હણવાની નિમિત્તે-બુદ્ધિએ. હણવાના-હણવાની પચ્ચક્ખાણ-બંધી. તથા સૂક્ષ્મ એકેંદ્રિય પણ હણવાનાં પચ્ચક્ખાણ જાવજ્જીવાએ-જ્યાં સુધી જીવું ત્યાં સુધી દુવિહં-બે કરણે કરી તિવિહેણં-ત્રણ જોગે કરી ન કરેમિ-કરૂં નહિ, ન કારવેમિ-બીજા પાસે કરાવું નહી મણસા-મને કરી વયસા-વચને કરી કાયસા-કાયાએ કરી એવા-એવા. પહેલા-પહેલાં, થૂલ-મોટા પ્રાણાતિપાત-જીવ હણવા થકી વેરમણ-નિવર્તવાના વ્રતના-વ્રતના પંચ-પાંચ અઇયારા-અતિચાર પેયાલા-પાતાળ કળશા સમાન. જાણિયવ્વા-જાણવા. ન સમાયરિયવ્વા-(પણ) આચરવા નહિ. તંજહા-જેમ છે તેમ તે આલોઉં-કહું છું બંધે-ક્રોધ વશે તાણીને બાંધ્યો હોય. વહે-ઘણો માર માર્યો હોય. છવિચ્છેએ-અવયવ છેદ્યાં હોય (કાન, નાક આદિ) અઇભારે-ઘણો ભાર ભર્યો હોય. (ગજા ઉપરાંત) ભત્તપાણવોચ્છેએ-અન્ન પાણી ભોગવતા અટકાવ્યા હોય. (ભાત, પાણીની અંતરાય પાડી હોય) તસ્સ મિચ્છા મિ દુક્કડં-તે ખોટું કીધેલું નિષ્ફળ થાઓ.

---

## પાઠ ૭ મો—બીજું અણુવ્રત

બીજું અણુવ્રત-બીજું અણુવ્રત થૂલાઓ-મોટું મુસાવાયાઓ-જુઠું બોલવાથી વેરમણ-નિવર્તું છું કન્નાલીક-કન્યા સંબંધી કામમાં ગોવાલિક-ગાય, ભેંશ આદિ ઢોર સંબંધી કામમાં.

---

ખુલાસો-જીવને જાણીને ઓળખીને ઉદ્દેશીને, હણવાની બુદ્ધિથી હણવાની બંધી છે તેમાં કામ સિવાય અપરાધીની છૂટ છે તે અપરાધી હોય તો કે સ્વસંબંધી શરીર માંહેલા પીડાકારી.

**ભોમાલીક**-જમીનના કામમાં **થાપણુ**-થાપણુ ઓળવવી **મોસો**-પંચેન્દ્રિય જીવનો વધ થાય અથવા કોઇને મોટા દુઃખનુ કારણુ થાય તેવી, **મોટકી કુડી સાખ**-મોટી ખોટી સાક્ષી આપવા સંબંધી **ઇત્યાદિક**-એ વગેરે **મોટકુ**-મોટુ **જૂઠું**-જૂઠુ. **બોલવાના**-બોલવાની. **પચ્ચક્ખાણુ**-બંધી, ત્યાગ **જાવજ્જીવાએ**-જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **દુવિહ**-બે કરણુ. **તિવિહેણું**-ત્રણુ જોગે કરી, **ન કરેમિ**-(એ કામ) હું કરૂં નહિ **ન કારવેમિ**-(બીજા પાસે તેવું કામ) કરાવું નહિ. **મણુસા**-મને કરી **વયસા**-વચને કરી **કાયસા**-કાયાએ કરી **એવા બીજા થૂલ**-મોટા. **મૂષાવાદ**-જૂઠુ બોલવાનુ-**વેરમણુ**-તજવાના. **વ્રતના**-વ્રતના **પંચ**-પાંચ **અઇયારા**-અતિચાર. **જાણિયવ્વા**-જાણુવા **ન સમાયરિઅવ્વા**-(પણુ) આચરવા નહિ **તંજહા**-જેમ છે તેમ **તે આલોઉં**-કહુ છુ. **સહસા ભકખાણે**-ધ્રાસકો પડે એવું બોલાણું હોય **રહસા ભખ્ખાણે**-કોઇની છાની વાત ઉઘાડી કરી હોય **સદારમંતભેએ**-પોતાની સ્રીના મર્મ ઉઘાડા કર્યા હોય. **મોસોવએસે**-ખોટો ઉપદેશ કર્યો હોય **કુડલેહકરણે**-ખોટા લેખ કર્યા હોય **તસ્સમિચ્છા મિ દુક્કડં**-તે ખોટુ કીધેલુ નિષ્ફળ થાજો

---

## પાઠ ૮ મો-ત્રીજુ અણુ વ્રત.

**ત્રીજુ અણુવ્રત**-અણુવ્રત **થુલાઓ**-મોટું **અદિન્નાદાણાઓ**-અણુ દીધેલું લેવાથી એટલે ચોરી કરવાથી **વેરમણુ**-નિવર્તું છું, **ખાતર ખણી**-ખાતર ખોદીને **ગાંઠડી છોડી**-કોઇની ગાંસડી છોડી **તાળુ પર કુચીએ કરી**-કોઇનુ તાળુ બીજી કુંચીએ ઉઘાડીને. **પડી વસ્તુ ધણીયાતી જાણી**-કોઇ પડેલી વસ્તુ તેનો કોઇ ધણી છે એમ જાણ્યા છતા લેવી. **ઇત્યાદિ** એ વગેરે બીજી **મોટકુ અદત્તાદાન લેવાનાં પચ્ચક્ખાણુ**-મોટી કોઇની ચીજ રજા વગર લેવાની બંધી (તેમા એટલો આગાર કે), **સગાં સબંધી તથા વ્યાપાર સંબંધી, નિભરમી વસ્તુ ઉપરાંત** ભ્રમ વિનાની વસ્તુ એટલે એવી હલકી કે જે લેતા કોઇ ચોર ઠરાવે કે ઠપકો આપે નહિ તે સિવાય બીજી બધી વસ્તુઓ **અદત્તાદાન લેવાનાં પચ્ચક્ખાણુ**-આપ્યા વગર લેવાની એટલે ચોરી કરવાની બંધી. **જાવજ્જીવાએ**-જ્યાં સુધી જીવુ ત્યા સુધી **દુવિહં**-બે કરણે કરી **તિવિહેણુ**-ત્રણુ જોગે કરી **ન કરેમિ**-હુ પોતે ચોરી કરૂ નહિ **ન કારવે**-

મિ—બીજા પાસે કરાવું નહિ મણુસા—મને કરી વયસા—વચને કરી કાયસા—કાયાએ કરી એવા ત્રીજા થુલ—મોગ અદત્તાદાન—ચોરી કરવાનું વેરમણ વતના—તજવાના વતના પંચ—પાંચ. અઇયારા—અતિચાર. જાણિયવ્વા—જાણવા. ન સમાયરિયવ્વા—આચરવા નહિ. તજહા—તે જેમ છે તેમ. તે આલોઉં—કહું છું તેનાહડે—ચોરીની વસ્તુ લીધી હોય. તક્કરપ્પઓગે—ચોરને મદદ આપી હોય. વિરૂદ્ધ રજ્જાઇક્કમે—રાજ્ય વિરુદ્ધ કીધું હોય એટલે દાણચોરી વગેરે રાજ્યએ મનાઇ કરેલા ગુના કીધા હોય કુડતોલે—ખોટું તોળ્યું હોય. કુડમાણે—ખોટું માપ્યું હોય. ભર્યું હોય તપ્પડિરૂવગવવહારે—સારી વસ્તુ દેખાડી નરસી આપી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં—તે ખોટું કીધેલ નિષ્ફળ થાઓ.

## પાઠ ૯ મો—ચોથું અણુવ્રત.

ચોથુ અણુવ્રત—અણુવ્રત. થૂલાઓ—મોટું મેહુણાઓ—મૈથુન સેવવાથી વેરમણં—નિવર્તુ છું સદારx—પોતાની સ્ત્રી જ સંતોસિએ—સંતોષ રાખવો. અવસેસ—તે સિવાય બીજી કોઇ સાથે મેહુણવિહના મૈથુન સેવવાની પચ્ચક્ખાણ—બંધી ત્યાગ (અને સ્ત્રીને સભરથાર—પોતાના ભરથારથી જ સંતોસિએ—સંતોષ રાખવો. અવસેસ—તે સિવાય બીજા કોઇની સાથે મેહુણ—મૈથુન સેવવાનાં—કરવાની પચ્ચક્ખાણ—બંધી) અને જે સ્ત્રી પુરૂષને મૂળથકી કાયાએ કરી મેહુણ—મૈથુન સેવવાના પચ્ચક્ખાણ હોય—સેવવાની બંધી હોય. તેને દેવતા મનુષ્ય તિર્યંચ—દેવતા, માણસ પશુ વગેરે. સબંધી મેહુણના મૈથુન સેવવાની પચ્ચખાણ—બંધી, ત્યાગ, જાવજ્જીવાએ—જ્યાં સુધી જીવું ત્યાં સુધી દેવતાસબંધી—તેમાં દેવતાની સાથે દુવિહં—બે કરણે તિવિહેણં—ત્રણ જોગે ન કરેમિ—એ કામ કરૂં નહિ. ન કારવેમિ—બીજા પાસે કરાવું નહિ. મણસા—મને કરી. વયસા—વચને કરી. કાયસા—કાયાએ કરી અને મનુષ્ય તિર્યંચ સબંધી અને માણસ તથા પશુ વગેરેને સાથે એગવિહં—એક કરણે. એગવિહેણં—એક જોગે ન કરમિ—એ કામ કરૂં નહિ કાયસા—કાયાએ કરી એવા ચોથા થૂલ—મોગ મેહુણ—મૈથુન, વેરમણવતના—ત્યાગ કરવાના વતના. પંચ—પાંચ. અઇયારા—

x અહીં સ્ત્રીએ "સભરતાં સંતોસિએ કહેવું

પમાણાઇક્કમે-બે પગાં, ચૌ પગાંની મર્યાદા ઓળંગી હોય. કુવિયપમાણાઇક્કમે—ઘરવખરીની મર્યાદા ઓળંગી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં-તે ખોટું કીધેલું નિષ્ફળ થાઓ.

---

## પાઠ ૧૧ મો—છઠ્ઠું દિશિવ્રત.

છઠ્ઠું દિશિવ્રત દિશાઓની મર્યાદા બાંધવાનું વ્રત ઉર્ધ્વદિશિનું-ઊંચી દિશાનું યથાપરિમાણ-મર્યાદા કરી છે અધોદિશિનું-નીચી દિશાની યથા પરિમાણ-મર્યાદા કરી છે. તિરિયદિશિનું-ત્રીછી (વચલી) જમીનની દિશાની (ઉત્તર, પૂર્વ, અને પશ્ચિમ) યથા પરિમાણ-મર્યાદા કરી છે એ યથા પરિમાણ કીધું છે એ પ્રમાણે મર્યાદા કરી છે. તે ઉપરાંત-તે સિવાય સઇચ્છાએ-પોતાની મરજીથી કાયાએ જઈને પોતાની કાયાએ કરીને *પાંચ આશ્રવ સેવવાના-ભોગવવાના પચ્ચક્ખાણ જાવજ્જીવાએ-જ્યાં સુધી જીવું ત્યાં સુધી. દુવિહં-બે કરણે કરી. તિવિહેણં-ત્રણ જોગે કરી ન કરેમિ-હું કરૂં નહિ ન કારવેમિ-બીજા પાસે એ કામ કરાવું નહિ. મણસા-મને કરી વયસા-વચને કરી કાયસા-કાયાએ કરી એવા છઠ્ઠા દિશિવ્રેરમણ વ્રતના-એ પ્રમાણે દિશાની મર્યાદા ઉપરાંત કોઈ દિશાએ જવાનું તજી દેવાના વ્રતના પંચ-પાંચ અઇયારા-અતિચાર જાણિયવ્વા-જાણવા ન સમાયરિયવ્વા-આચરવા નહિ તંજ [illegible] આલોઉં-તે જેમ છે [illegible]

ઉર્ધ્વદિશિપમાણાઇક્કમે-ઊંચી [illegible] પ્રમાણ અતિ [illegible]
મર્યાદા ઓળંગી હોય. [illegible] -માણાઇક્કમે-
મર્યાદા ઓળ [illegible] પમાણાઇક્ક [illegible]
(પૂર્વ પશ્ચિ [illegible] ઓળંગી [illegible]
ક્ષેત્ર વૃદ્ધિ- [illegible] હોય
સઇ [illegible] પરમા [illegible]
તે ખોટું કી [illegible]

---

* ૧

—૪

## પાઠ ૧૨ મો-સાતમું વ્રત.

**સાતમુ વ્રત ઉભોગ**-જે વસ્તુ એકજવાર ભોગવાય તે ખાન-પાનાદિ. **પરિભોગવિહ**-જે વસ્તુ વારવાર ભોગવવામાં આવે તે ઘરેણા, લુગડાં વગેરે તેની મર્યાદાની **પચ્ચક્ખાયમાણે**-બધી કરવી ૧ **ઉલ્લણિયાવિહ**-અંગ-લૂવાના વસ્ત્રની મર્યાદા ૨ **દંતણવિહં**-દાતણની મર્યાદા ૩ **ફલવિહં**-ફળની મર્યાદા ૪ **અબ્ભગણવિહ**-તેલ વગેરે શરીરે ચોપડવાની વસ્તુની મર્યાદા ૫ **ઉવ્વટણવિહ**-મર્દન કરવાની વસ્તુ ( પીઠી વગેરે ) ની મર્યાદા. ૬ **મંજણવિહં**-નાહવાના પાણી વગેરેની મર્યાદા ૭ **વત્થવિહ**-વસ્ત્રની મર્યાદા ૮ **વિલેવણવિહં**-વિલેપન કરવાની વસ્તુની મર્યાદા ૯ **પુપ્ફવિહ**-પુષ્પ-ફુલની મર્યાદા ૧૦ **આભરણવિહં**-ઘરેણાની મર્યાદા ૧૧ **ધુપવિહં**-ધુપ કરવાની મર્યાદા ૧૨ **પેજ્જવિહ**-પીવાની વસ્તુ ઓસડ, કવાથ વગેરેની મર્યાદા ૧૩ **ભક્ખણવિહં**-સુખડીની મર્યાદા ૧૪ **ઉદનવિહં**-ધાનની જાતની મર્યાદા. ૧૫ **સુપવિહ**-કઠોળની મર્યાદા ૧૬ **વિગયવિહં**-(ઘી, તેલ, દુધ, દહી, ગોળ આદિ) વગેરેની મર્યાદા. ૧૭ **સાગવિહ**-લીલોત્રી શાકની મર્યાદા ૧૮ **મહુરવિહ**-મેવાની મર્યાદા. ૧૯ **જમણવિહં**-જમવાની મર્યાદા અમુક વખત આટલી વસ્તુ ખાવી ૨૦ **પાણીવિહ** પાણીની મર્યાદા ૨૧ **મુખવાસવિહં**-સોપારી, લવિંગ, એલચી, વગેરે મુખવાસની મર્યાદા ૨૨ **વાહણવિહ**-અશ્વાદિક વાહનની મર્યાદા ૨૩ **વાહનિવિહ**-પગરખા વગેરેની મર્યાદા ૨૪ **સયણવિહં**-શય્યા, પલંગ આદિ સૂવાની વસ્તુની મર્યાદા ૨૫ **સચિત્તવિહ**-સચેત (જીવ સહિત) વસ્તુની મર્યાદા ૨૬ **દવ્વવિહ**-બીજાં દ્રવ્ય એટલે પદાર્થની મર્યાદા **ઇત્યાદિકનું યથા પરિમાણ કીધુ છે**- એ તથા એ સિવાય વસ્તુની જે પ્રમાણે મર્યાદા બાધી, ફલાણી વસ્તુ મારે આજ આટલી ખાવા કે પીવી તથા ફલાણી વસ્તુ આજ ભોગવવી કે નહિ ઈત્યાદિ ) **તે ઉપરાંત**-જે મર્યાદા બાંધી છે તે ઉપરાંત. **ઉવભોગ**--જે વસ્તુ એકજ વાર ભોગવવામાં આવે તે **પરિભોગ**-જે વસ્તુ વારવાર ભોગવવામાં આવે તે **ભોગનિમિત્તો**-ભોગવવાની મરજી કરી **ભોગવવાના પચ્ચક્ખાણ**-ભોગવવાની બધી **જાવજ્જીવાએ**- જ્યા સુધી જીવું ત્યાં સુધી **એગવિહ**-એક કરણે કરી **તિવિહેણ**-ત્રણ જોગે કરી **ન કરેમિ**—એ કામ કરૂ નહિ **મણસા**-મને કરી **વયસા**—વચને કરી **કાયસા**—કાયાએ કરી **એવા—સાતમા ઉવભોગ**—એકજ વાર ભોગવવાની વસ્તુ, **પરિભોગ**--વારવાર

ભોગવવાની વસ્તુ દુવિહે-બે પ્રકારે પન્નત્તે- કહી છે તંજહા-તે જેમ છે તેમ ભોયણઓ-ભોજનનો એક ભેદ. કમ્મઓ-વ્યાપારનો બીજો ભેદ ભોયણાઓ-ભોજનના સમણોવાસએણં - શ્રાવકને પંચઅઇયારા-પાંચ અતિચાર જાણિયવ્વા-જાણવા ન સમાયરિયવ્વા-(પણ) આચરવા નહિ. તંજહા-તે જેમ છે તેમ તે આલોઉં- કહું છું સચિત્તાહારે-સચેત્ત વસ્તુ ખાધી હોય (વનસ્પતિ આદિ કાચું ખાવું) સચિત્તપડિબદ્ધાહારે-સચેત્તની સાથે લાગેલી વસ્તુ (લીમડાનો ગુંદ વગેરે) ખાધા હોય અપ્પોલિઓસહિભક્ખણયા - વસ્તુમાં જીવના પ્રદેશ રહી ગયા હોય એવી વસ્તુ ખાધી હોય - કાચું પાકું શાક આદિ દુપ્પોલિઓસહિભક્ખણયા-માઠી રીતે પકવેલી વસ્તુ ખાધી હોય ભમાં વગેરે તુચ્છોસહિભક્ખણયા-ખાવું થોડું ને નાખી દેવું ઘણું, એવી વસ્તુ ખાધી હોય (સીતાફળ શેરડી વગેરે) એ પાંચ પ્રકારની વસ્તુ ખાધી હોય તો અતિચાર લાગે કમ્મઓણં-વ્યાપારના સમણોવાસ- એણં-શ્રાવકને. પન્નરસ કમ્માદાણાઇં-૧૫ પ્રકારે કર્મ આવવાનાં ઠેકાણાં જાણિયવ્વા-જાણવા ન સમાયરિયવ્વા-આચરવા નહિ તંજહા-જેમ છે તેમ તે આલોઉં-કહું છું ઈંગાલકમ્મે-અગ્નિનો વેપાર કીધો હોય (લુહારાદિ) વણકમ્મે-મોટા મોટા વનના ઝાડ કાપી વેપાર કીધો હોય સાડીકમ્મે-જોડ કરીને વસ્તુ વેચવાનો વેપાર કીધો હોય (બળી, દારૂ વગેરેનો) ભાડીકમ્મે-ગાડા ઘર વગેરે નવાં કરાવી તેના ભાડા ખાવાનો વેપાર કર્યો હોય. ફોડીકમ્મે-પૃથ્વીનાં પેટ ફોડાવવાનો વેપાર કીધો હોય (કૂવા, વાવ આદિ કરાવવાનો) દંત- વાણિજ્જે-હાથીદાંત વગેરેનો વેપાર કીધો હોય. કેસવાણિજ્જે-ચમરી ગાય વગેરેના વાળનો વેપાર કીધો હોય રસવાણિજ્જે-મદિરાદિના રસનો વેપાર કીધો હોય લક્ખવાણિજ્જે-લાખ વગેરેનો વેપાર કીધો હોય વિસવાણિજ્જે-વિષ (ઝેર)નો વેપાર કીધો હોય જંતપીલણ કમ્મે-ઘાણી ચક્કા વગેરે યંત્રોનો વેપાર કીધો હોય નિલ્લંછણકમ્મે- બળદ ઘોડા વગેરેના અવયવ સમાયનો વેપાર કીધો હોય દવગ્ગિ- દાવણિયા-દાવાનળ સળગાવ્યો હોય. સર-સરોવર દહ-દ્રહ કુંડ તલાગ તળાવ પરિસોસણયા-સૂકાવ્યાં હોય. અસઈજણપોસણયા-ચોર તથા ગુલામ આદિને ઉછેરી ઉછેરીને વેચ્યા હોય તસ્સ મિચ્છા મિ દુક્કડં-એ ખોટું કીધું નિષ્ફળ થાઓ.

---

## પાઠ ૧૩મો–આઠમુ વ્રત

**આઠમુ વ્રત અણટ્ઠાદંડનું**–સ્વાર્થ વિના આત્મા દંડાય છે **વેરમણ**–(તેથી) નિવર્તું છુ **ચઉવ્વિહે**–ચાર પ્રકારે **અણટ્ઠાદંડે**–અર્થ વિના દંડ પડે છે. **પન્નત્તે**–તે કહે છે **તંજહા**–જેમ છે તેમ **અવજ્ઝાણાચરિય**–આર્ત તથા રૌદ્ર ધ્યાન ધરવાથી (માઠી ચિંતવણા કરવાથી) **પામાયાચરિય**–પ્રમાદ કરવાથી (આળસથી ઘી, તેલ વગેરેના ઠામ ઉઘાડા રાખવાથી જીવ હિંસા થાય છે.) **હિંસપ્પયાણ**–હિંસા થાય એવા શસ્ત્રો (છરી, ચાકા સૂડી વગેરે) આપવાથી, **પાવકમ્મોવએસ**–પાપ-કર્મનો ઉપદેશ કરવાથી **એવા આઠમા અણટ્ઠાદંડે**–અર્થ વિનાના પાપ. **સેવવાનાં પચ્ચક્ખાણ**–સેવવાની બધી **જાવજ્જીવાએ**–જ્યા સુધી જીવુ ત્યાં સુધી **દુવિહં**–બે કરણે **તિવિહેણં**–ત્રણ જોગે કરી **ન કરેમિ**–એ પ્રમાણે કરૂ નહિ **ન કારવેમિ**–બીજા પાસે તેમ કરાવુ નહિ. **મણસા**–મને કરી **વયસા**–વચને કરી **કાયસા**–કાયાએ કરી **એવા આઠમા અણટ્ઠાદંડ**–તે અર્થ વિનાના દંડ આવે તે પાપ **વેરમણ**–તજી દેવાના **વ્રતના પંચ**–પાંચ **અઇયારા**–અતિચાર **જાણિયવ્વા**–જાણવા **ન સમાયરિયવ્વા**–આચરવા નહિ **તંજહા**–તે જેમ છે તેમ **તે આલોઉ**–કહું છુ **કંદપ્પે**–કામ વધે એવી વાત કરી હોય **કુક્કુઇએ**–કુચેષ્ટા કરી હોય **મોહરિએ**–જેમ તેમ બોલ્યો હોય, ગાળ દીધી હોય **સંજુત્તાહિગરણે**–ઘણા હથિયારો એકઠા કરી રાખ્યા હોય **ઉવભોગ પરિભોગઅઇરત્તે**–એકવાર ભોગવાય તેવી તથા વારંવાર ભોગવાય તેવી વસ્તુ ઉપર આસકત રહ્યો હોય **તસ્સ મિચ્છા મિ દુક્કડં**–તે ખોટુ કીધેલુ નિષ્ફળ થાઓ



## પાઠ ૧૪ મો–નવમુ સામાયિક વ્રત.

**નવમુ સામાયિકવ્રત**–સમતારૂપ સામાયિકનુ વ્રત **સાવજ્જજોગનુ**–પાપના કામથી **વેરમણ**–નિવર્તુ છુ **જાવનિયમ**–જ્યા સુધી મર્યાદા કીધી છે ત્યા સુધી, **પજ્જુવાસામિ**–શુભ જોગને સેવું **દુવિહં**–બે કરણે **તિવિહેણં**–ત્રણ જોગે કરી **ન કરેમિ**–પાપનુ કામ હુ કરૂ નહિ **ન કારવેમિ**–બીજા પાસે કરાવુ નહિ **મણસા**–મને કરી **વયસા**–વચને કરી. **કાયસા**–કાયાએ કરી એવી મારી તમારી સદ્દહણા પરૂપણા કરી

સામાયિકનો અવસર આવે અને સામાયિક કરી હોય તે વારે સ્પર્શનાએ શ્રી શુદ્ધ હોજો. એવા નવમા સામાયિક વ્રતના પંચ અઈયારા-પાંચ અતિચાર જાણિયવ્વા-જાણવા ન સમાયરિયવ્વા-આચરવા નહિ તંજહા તે જેમ છે તેમ. તે આલોઉં-તે કહું છું મણદુપ્પણિહાણે-સામાયિકમાં માઠું વર્ત્યું હોય વયદુપ્પણિહાણે-વચન માઠું વર્ત્યું હોય કાયદુપ્પણિહાણે-કાયા માઠી વર્તાવી હોય સામાઇયસ્સ સઈ-સામાયિક કીધું છે છતાં, અકરણયાએ-બરાબર કીધું કે નહિ તેની ખબર ન રહી હોય, સામાઇયસ્સ-સામાયિક કીધું છે તે અણવટ્ઠિયસ્સકરણયાએ-પૂરું થયા વિના પાર્યું હોય તસ્સ મિચ્છા મિ દુક્કડં-તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## પાઠ ૧૫ મો—દશમું દેસાવગાસિક વ્રત

દશમું દેસાવગાસિકવ્રત-દિશાની મર્યાદા બાંધવાનું વ્રત (બાંધેલી હદ ઉપરાંત બહાર જવું નહિ.) દિનપ્રતિ પ્રભાત થકી પ્રારંભીને-પ્રતિદિન દિવસ ઉગવાને વખતે-સવારથી બીજે દિવસ ઉગતાં સુધી આદરીને પૂર્વાદિક છ દિસે-પૂર્વ દિશા આદિ છ દિશાએ. ૧ જેટલી ભૂમિકા-જેટલી ધરતી મોકળી રાખી છે-મર્યાદા બાંધી છે એટલે સવારમાંથી ઉઠીને માન કરવું કે આજ મારે દરેક દિશાએ આટલા ગાઉ ઉપરાંત જવું નહિ તે ઉપરાંત-બાંધેલી હદ ઉપરાંત સઇચ્છાએ-પોતાની મરજીથી કાયાએ જઇને પાંચ આશ્રવ-કાયાએ જઇને છકાય સહિત પાંચ આશ્રવ સેવવાના પચ્ચક્ખાણ-સેવવાની બંધી જાવ અહોરત્તં—એક દિવસ અને રાત સુધી દુવિહં-બે કરણે તિવિહેણં-ત્રણ જોગે ન કરેમિ-પાપ હું કરું નહિ ન કારવેમિ-બીજા પાસે કરાવું નહિ, મણસા-મને કરી વયસા-વચને કરી કાયસા-કાયાએ કરી. જેટલી ભૂમિકા મોકળી રાખી છે તેમાંહિ જે દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે મોકળી રાખેલી ધરતીમાં પણ જે બંધી કરી હોય કે આજ આટલા પદાર્થ ઉપભોગમાં લાવવા તે ઉપરાંત-તે હદ ઉપરાંત, ઉવભોગ-એક જ વાર ભોગવાય એવી વસ્તુ પરિભોગ—વારવાર ભોગવાય એવી વસ્તુ ભોગનિમિત્તે-ભોગની ઇચ્છાએ ભોગવવાના પચ્ચક્ખાણ ભોગવવાની બંધી જાવ-અહોરત્તં—એક દિવસ ને રાત

૧ ઊંચી નીચી, ઉત્તર, દક્ષિણ પૂર્વ પશ્ચિમ

સુધી. **એગાવિહેણં**-એક કરણે. **તિવિહેણં**-ત્રણ જોગે. **ન કરેમિ**- હું કરૂ નહિ **મણુસા**-મને કરીને. **વયસા**-વચને કરીને **કાયસા**-કાયાએ કરી એવી મારી તમારી સદ્દહણા, પરૂપણાએ કરી દશમુ વ્રત કરવાનો અવસર આવે ને કરીએ તે વારે સ્પર્શનાએ કરી શુદ્ધ હોજો **એવા દશમા દેસાવગાસિક વ્રતના પંચ અઈયારા**- પાચ અતિચાર. **જાણિયવ્વા**-જાણવા. **ન સમાયરિયવ્વા**-આચરવા નહિ. **તજહા**-તે જેમ છે તેમ **તે આલોઉં**-કહુ છુ **આણુવણપ્પઓગે**-કાંઈ વસ્તુ મંગાવી ઉપયોગ કીધો હોય બીજા પાસે વસ્તુ મંગાવી હોય. **પેસવણપ્પઓગે**- ચાકરનો ઉપયોગ. ચાકર મોકલીને વસ્તુ મગાવી હોય **સદાણુવાએ**- શબ્દનો ઉપયોગ, સાદ કરીને હદ ઉપરાતથી બોલાવ્યો હોય. **રૂવાણુવાએ**- પોતાનુ રૂપ દેખાડીને કોઇને બોલાવ્યો હોય **બહિયા**-બાહેર. **પોગ્ગલપક્ખેવે**-કાકરો નાખી બોલાવ્યો હોય. **તસ્સ મિચ્છા મિ દુક્કડં**-તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો

---

## પાઠ ૧૬ મો-અગિયારમું પોષધ વ્રત.

**અગિયારમુ પરિપુણ્ણં પોષધવ્રત**-પાપરહિત થઇ સવરે કરી આત્માને પોષવો તેનુ વ્રત **અસણું**-અન્ન. **પાણં**-પાણી **ખાઈમં**-મેવાની જાત **સાઇમનાં**-મુખવાસ-સોપારી આદિક ખાવાની **પચ્ચક્ખાણ**-બધી **અબભનાં પચ્ચક્ખાણ**- મૈથુન સેવવાની બધી. **મણિસુવણ્ણનાં પચ્ચક્ખાણ**- મણિ, સોનુ વગેરે રાખવાની બધી **માલાવન્નગ**-માળા વગેરેની **વિલેવણનાં**-વિલેપન કરવાની **પચ્ચક્ખાણ**-બધી. **સત્થ**- શસ્ત્ર, હથિયાર **મુસલાદિક**- સાબેલા વગેરે **સાવજ્જજોગનાં પચ્ચક્ખાણ**- પાપનુ કામ કરવાની બધી **જાવ-અહોરત્તં**-રાત દિવસ સુધી **પજ્જુવાસામિ**- એ પ્રમાણે આચરીશ. **દુવિહં**-બે કારણે, **તિવિહેણં**-ત્રણ જોગે **ન કરેમિ**-પાપ કરૂ નહિ **ન કારવેમિ**-બીજા પાસે કરાવુ નહિ. **મણુસા**-મને કરી **વયસા**-વચને કરી **કાયસા**-કાયાએ કરી **એવી સદ્દહણા**-કરવાની શ્રદ્ધા થાય **પરૂપણાએ કરી**-પરૂપણાએ કરી પોષો કરવાનો વખત આવ્યે પોષો કરીએ **તે વારે ફરસનાએ કરી શુદ્ધિ** હોજો-તે વખત શકિત મુજબ શુદ્ધ હોજો. **એવા અગિયારમા પરિપૂર્ણ**-પરિપૂર્ણ **પોષધવ્રતના**-સવરે આત્માને પોષવાના વ્રતના **પચઅઈયારા**-પાચ અતિચાર **જાણિયવ્વા**-જાણવા **ન સમાયરિયવ્વા**-આચરવા નહિ **તજહા**-

તે આલોઉં-તે જેમ છે તેમ કહું છું અપ્પડિલેહિય-બરાબર તપાસીને જોયાં ન હોય દુપ્પડિલેહિય- માઠી રીતે જોયા હોય. સિજ્જાસંથારએ-પાટ વગેરે સેજા તથા પથારીને. અપમજ્જિય-પોંજ્યુ ન હોય દુપમજ્જિય-માઠી રીતે પોંજ્યુ હોય. સિજ્જાસંથારએ-સેજા-પથારીને, અપ્પડિલેહિય-તપાસીને જોઇ ન હોય. દુપ્પડિલેહિય-માઠી રીતે જોઇ હોય. ઉચ્ચારપાસવણભૂમિ દિશા તથા પેશાબે જવાની જગ્યાને. અપ્પમજ્જિય-પોંજી ન હોય, દુપ્પમજ્જિય-માઠી રીતે પોંજી હોય. ઉચ્ચારપાસવણભૂમિ-દિશા તથા પેશાબે જવાની જગ્યાને પોસહસ્સ-પોષો કીધો છે તેમાં, સમ્મં-સમ્યક્ પ્રકારે. અણણુપાલણયા-પોષાની ક્રિયા આખી પાળી કીધી હોય તસ્સ મિચ્છા મિ દુક્કડં-તેમાં થયેલું પાપ, નિષ્ફળ થાઓ.



## પાઠ ૧૭ મો-બારમું અતિથિ સંવિભાગ વ્રત.

—બારમું અતિથિ-જેની તિથિ નથી (સાધુ આહાર લેવા આવે એ કાંઇ મુકરર નથી) સંવિભાગવ્રત-દાન કરવો એટલે આહાર કરતી વખત ચિંતવણા કરવી કે જો સાધુ પધારે તો મોટો લાભ થાય. સમણે નિગ્ગંથે-નિગ્રંથ સાધુને ફાસુ-જીવ રહિત એસણિજ્જેણં-દોષ રહિત અસણં-અન્ન પાણં-પાણી, ખાઇમ-મેવો સાઇમ-મુખવાસ વત્થ-વસ્ત્ર પડિગ્ગહ પાત્ર કંબલ કામળી પાયપુચ્છણેણં-ઓઘો વગેરે આદિ પાડિહારૂ-આપીને પાછી લેવાય તેવી વસ્તુ (તે કહે છે) પીઢ-બાજોઠ ફલગ-પાટિયું સિજ્જા-શય્યા સંથારએણં-તરણા વગેરેની પથારી ઉસહ-ઓસડ ભેસજ્જેણં-પછી વસ્તુથી બનેલ ગોળી વગેરે પડિલાભેમાણે-પ્રતિલાભ કરતા થકા (આપતા થકા) વિહરિસ્સામિ-વિચરીશ એવી સદ્દહણા-શ્રદ્ધા પરૂપણાએ-ઉપદેશ. સાધુસાધ્વીની જોગવાઈ મળે સૂજતા આહાર પાણી વહોરાવીએ ત્યારે ફરસના એ કરી શુદ્ધ હોએ એવા બારમા અતિથિસંવિભાગ વ્રતના-મુકરર તિથિ નહિ એવો દાન કરી ચિંતવવાના વ્રતના પંચઅઇયારા-પાંચ અતિચાર જાણિયવ્વા-જાણવા ન સમાયરિયવ્વા- આચરવા નહિ તંજહા-તે જેમ છે તેમ. તે આલોઉં-તે કહું છું સચિત્ત-નિક્ખેવણયા- સચિત વસ્તુની ઉપર અચિત વસ્તુ મૂકી હોય.

**સચિત્તપેહણુયા**-અચેત વસ્તુથી સચેત વસ્તુ ઢાંકી હોય **કાલાઇકિમ્મે**-કાળ વહી ગયો હોય બગડી ગયેલી કે ખોરી થયેલી વસ્તુ આપી હોય. **પરોવએસે**-સાધુને વહોરાવવાનુ બીજાને કહે (સાધુ આવે તે વખતે પોતે ન આપતાં બીજાને હુકમ કરે) **મચ્છરિયાએ**-દાન દઇને અહંકાર કીધો હોય **તસ્સ મિચ્છા મિ દુક્કડં**, તે ખોટું કીધેલુ નિષ્ફળ થાઓ

---

## પાઠ ૧૮ મો—સંથારાનો પાઠ.

**અપચ્છિમ**-બીજુ કાંઇ કામ કરવુ રહ્યું નથી **મારણંતિય**-પંડિત મરણને અંતે **સંલેહણા**-આત્માને પાપના કામથી દૂર કરવો **પોષધશાલા**-સંથારો કરવાની જગ્યા **પોંજીને**-વાળી સાફ કરીને **ઉચ્ચારપાસવણ**-દિશા તથા પેશાબની **ભૂમિકા**-જગ્યા **પડિલેહીને**-નજરે જોઇને **ગમણાગમણે**-જતાં આવતાં જીવ ચંપાણા હોય તેનુ **પડિક્કમીને** પ્રાયશ્ચિત લઇને **દર્ભાદિક સંથારો**-ડાભ વગેરેની પથારી **સંથરીને**-પાથરીને, **દર્ભાદિક સંથારો**-ડાભ વગેરેની પથારી ઉપર **દુરહીને**-બેસીને **પૂર્વ તથા ઉત્તરાદિશિ**-પૂર્વ કે ઉત્તર દિશા તરફ **પલ્યંકાદિક**-પલાઠી વાળી અથવા શકિત પ્રમાણે **આસને બેસીને**-આસન વાળીને, **કરયલ**-બે હાથ **સંપરિગ્ગહિય**-જોડીને **સિરસાવત્તય**-માથાને આવર્તન કરી **મત્થએ અંજલિ કટ્ટુ**-માથા ઉપર બે હાથ જોડેલા રાખી **એવ**-એમ **વયાસી**-કહે **નમોત્થુણં**-નમસ્કાર હોજો **અરિહંતાણં**-અરિહંત દેવને. **ભગવંતાણં**-ભગવંતને **જાવ સંપત્તાણં**-તે ઠેઠ મુકિત પહોચ્યા સુધીનો પાઠ (જે સામાયિકને અંતે છે તેટલો કહેવો) એમ અનંતા સિદ્ધને નમસ્કાર કરીને વર્તમાન પોતાના ધર્મગુરુધર્માચાર્યને નમસ્કાર કરીને પૂર્વે જે વ્રત આદર્યા છે **તે આલોવી** સંભારાને **પડિક્કમી** પ્રાયશ્ચિત લઇને **નિંદી**-(આત્માની સાખે) નિંદા કરીને **નિ:શલ્ય થઇને**-શલ્ય રહિત થઇને **સવ્વં પાણાઇવાયં**-સર્વ પ્રકારે જીવ હિંસા કરવાની **પચ્ચક્ખામિ**-બંધી કરીને **સવ્વં મુસાવાયં પચ્ચક્ખામિ**-સર્વ પ્રકારનુ જૂઠું બોલવાની બંધી કરીને **સવ્વં અદિન્નાદાણં પચ્ચક્ખામિ**-સર્વ પ્રકારની ચોરી કરવાની બંધી કરીને **સવ્વં મેહુણં પચ્ચક્ખામિ**-સર્વથા મૈથુનની બંધી કરીને **સવ્વં પરિગ્ગહં પચ્ચક્ખામી**-સર્વથા દોલતરાખવાની બંધી કરીને **સવ્વં કોહં પચ્ચ-**

ક્ખામિ-સર્વથા ત્યાગ કરવાની બાધી કરીને. જાવમિચ્છાદંસણસલ્લં- તે અન્ય ધર્મ સેવવો તથા શલ્ય રાખવું ત્યાં સુધીના જે અઢાર પાપ સ્થાન આગળ કહેવાશે ત્યાં સુધીની અકરણિજ્જં જોગ-કરવા જોગ નહિ તેની પચ્ચક્ખામિ-બાધી કરીને જાવજ્જીવાએ-જ્યાં સુધી જીવું ત્યાં સુધી. તિવિહં-ત્રણ કરણે કરી તિવિહેણં-ત્રણ જોગે કરી. ન કરેમિ-હું પાપ કરૂં નહિ. ન કારવેમિ-બીજા પાસે કરાવું નહિ કરતં નાણુજાણામિ-કોઈ પાપ કરે તે ભલુ જાણું નહિ. મણસા-મને કરી વયસા-વચને કરી. કાયસા-કાયાએ કરી. એમ અઢારે પાપ સ્થાનક-પાપના ઠેકાણા. પચ્ચક્ખીને-બાધી કરીને. સવ્વં-સર્વ અસણં-અન્ન પાણં-પાણી ખાઇમં-મેવા. સાઇમં-મુખવાસ. ચઉવ્વિહં પિ આહાર-એ ચાર પ્રકારના આહારની પચ્ચક્ખામિ- બાધી કરીને. જાવજ્જીવાએ-જીવું ત્યાં સુધી એમ ચારે આહાર પચ્ચક્ખીને જં-જે પિયં-પ્રિય ઇમં સરીરં-આ મારૂં શરીર. ઇટ્ઠં-ઇષ્ટકારી કંતં-કાન્તિવાન પિયં-પ્રિય મણુન્નં-મનને શોભીતું મણામં- મનને અતિ વહાલું ધિજ્જં-ધીરજ દેનાર વિસાસિયં- વિશ્વાસનું ઠેકાણું સમયં-માનવા યોગ્ય. અણુમયં-વિશેષ માનવા યોગ્ય. બહુમયં-ઘણું માનવા યોગ્ય. ભંડકરંડગસમાણં- ઘરેણાના ડબલા સમાન રયણકરંડગભૂયં-રત્નના કરંડિયા સમાન મા ણં સીયં-રખે મને ટાઢ વાય. મા ણં ઉણ્હં-રખે મને તાપ લાગે. મા ણં ખુહા-રખે મને ભૂખ લાગે મા ણં પિવાસા-રખે મને તરસ લાગે મા ણં વાલા-રખે મને સર્પ કરડે. મા ણં ચોરા- રખે ચોર ઉપાડી જાય. મા ણં દંસા-રખે મને ડાંસ કરડે મા ણં મસગા-રખે મને મચ્છર કરડે મા ણં વાહિયં-રખે મને વ્યાધિ ઉપજે પિત્તિયં-પીત જાગે સંભિયં-શ્લેષ્મ થાય. સન્નિ- વાઇયં-સન્નિપાત થાય. વિવિહા રોગાયંકા-રખે વિવિધ પ્રકારના રોગ ઉત્પન્ન થાય પરિસહોવસગ્ગા—ઉપસર્ગ) બાવીશ જાતના પરીસહ તથા દેવતાદિની કરામણી. ફાસા ફુસંતિ—એવી રીતના સ્પર્શ થયે થકે. એયં પીયેણં-એવું મારૂં શરીર વહાલું તે ચરિમેહિં-છેલ્લા ઉસ્સાસનિસ્સાસેહિં-શ્વાસોશ્વાસ સુધી વોસિરામિ- તજી દઉં ત્તિકટ્ટુ-એમ કહીને. એમ શરીર વોસિરાવીને-શરીરને તજી દઈને. કાલં અણવકંખમાણે-કાળને અણવાંછતો થકો (જીવવાની આશા તથા મરણનો ભય ન રાખતો વિહરિસ્સામિ વિચરીશ. એવી સદ્દહણા પરૂપણા કરીને- એવી શ્રદ્ધા ને પરૂપણા

કરીએ. સંથારાના અવસરે સંથારો કરીએ. ત્યારે **સ્પર્શનાએ કરી શુદ્ધિ હોજો**-ત્યારે શકિત પ્રમાણે શુદ્ધ થાજો **એવા અપચ્છિમ મારણંતિય**-મરણને અંતે કાંઇ વસ્તુ બાકી નહિ **સંલેહણા**-આત્માને માઠાં કામથી દૂર કરવાના **ઝુસણા**-ક્ષમા કરવાના **આરાહણાના**-આરાધના કરવાના **પંચ અઇયારા**-પાંચ અતિચાર **જાણિયવ્વા**-જાણવા **ન સમાયરિયવ્વા**-આચરવા નહિ **તંજહા તે આલોઉ**-તે જેમ છે તેમ કહુ છું **ઇહલોગાસંસપ્પઓગે**-આ લોકને વિષે સુખની વાછના કરી હોય કે મરી ગયા પછી મોટો રાજા થાઉ **પરલોગાસંસપ્પઓગે**-પરલોકને વિષે સુખની ઇચ્છા કરી હોય કે મહર્દ્ધિક દેવતા થાઉ **જીવિયાસંસપ્પઓગે**-જીવતરની ઇચ્છા કરી હોય કે ઝાઝું જીવું તો ઠીક **મરણાસંસપ્પઓગે**-મરણની ઇચ્છા કરી હોય કે દુઃખ પામુ છું, માટે ઝટ મરી જાઉ તો ઠીક **કામભોગાસંસપ્પઓગે**-કામ ભોગની ઇચ્છા કરી હોય. **તસ્સ મિચ્છા મિ દુક્કડં**-તે ખોટુ કીધેલું નિષ્ફળ થાઓ **એમ સમકિત પૂર્વક**-એમ પૂર્વે કહ્યાં તે સમકિતના પાઠથી **બાર વ્રત સંલેખણાસહિત**-બાર વ્રત, સંથારાના પાઠ સહિત તથા નવાણુ અતિચાર **એહને વિષે જે કોઇ અતિક્રમ**-(કરેલી બંધીમાં દોષના ચાર પ્રકાર છે તેમા) અતિક્રમ એટલે બંધી કરેલી વસ્તુ કરવાનુ મન કરવું **વ્યતિક્રમ**-તે વસ્તુ કરવા તરફ ચાલ્યો તે દોષ **અતિચાર**-તે વસ્તુ હાથમા લે, તે દોષનુ નામ **અણાચાર**-તે વસ્તુ ભોગવે એટલે બંધી ભાગે તે દોષનુ નામ, જાણતાં અજાણતાં મન, વચન, કાયાએ કરી સેવ્યો હોય, સેવરાવ્યો હોય, સેવતા પ્રત્યે રૂડું જાણ્યુ હોય તે અનંતા સિદ્ધ ભગવાન અને કેવળીની સાખે **મિચ્છા મિ દુક્કડં**-નિષ્ફળ થાઓ,

---

## પાઠ ૧૯ મો—અઢાર પ્રકારના પાપસ્થાનક.

૧ **પ્રાણાતિપાત**-જીવહિંસા ૨ **મૃષાવાદ**-જૂઠું બોલવુ ૩ **અદત્તાદાન**-ચોરી કરવી ૪ **મૈથુન**-સ્ત્રી સેવવી ૫ **પરિગ્રહ**-દોલત ૬ **ક્રોધ**-રીસ. ૭ **માન**-અહંકાર ૮ **માયા**-કપટ. ૯ **લોભ**-તૃષ્ણા રાખવી ૧૦ **રાગ**-પ્રીતિ ૧૧ **દ્વેષ**-અદેખાઇ ૧૨ **કલેશ**-કજિયો ૧૩ **અભ્યાખ્યાન**-આળ ચડાવવુ ૧૪ **પૈશુન્ય**-ચાડી કરવી. ૧૫ **પરપરિવાદ**-પારકુ વાકું બોલવુ ૧૬ **રઇઅરઇ**-(રતિ, અરતિ) ખુશી-દિલગીરી ૧૭ **માયામોસો**-કપટ સહિત જૂઠું બોલવું ૧૮ **મિચ્છા**

દંસણસલ્લ-ખોટી શ્રદ્ધા તથા શલ્ય રાખવું એ પ્રકાર પાપ સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય સેવતાં પ્રત્યે રૂડું જાણ્યું હોય તે સિદ્ધ કેવળીની સાખે મિચ્છા મિ દુક્કડં-પાપ નિષ્ફળ થાઓ.

## પાઠ ૨૦ મો-પચીસ પ્રકારનું મિથ્યાત્વ.

૧ અભિગ્રહિક મિથ્યાત્વ-ખરાં ખોટાંની ખબર વગર પકડી રહે, મૂકે નહિ તે ૨ અનાભિગ્રહિક મિથ્યાત્વ—બધા બધા ગુરુને માને ૩ અભિનિવેશિક મિથ્યાત્વ-વીર કરનો જાણે ને ઉપદેશ અન્ય ધર્મનો આપે અથવા પોતાની ભૂલ કપટથી ૪ સાશયિક મિથ્યાત્વ-કયો મત ખરો ને કયો મત ખોટો તે ન કરે અને સંશય વેરે તે. ૫ અનાભોગ મિથ્યાત્વ-જેમાં જિ જાણપણું ન હોય તે. ૬ લૌકિક મિથ્યાત્વ-લોકોને વિષે જે દેવ બેસાડ્યા હોય તે તથા ઢોંગી ગુરુઓ તથા તેમના નામમાં જે અને માને તે. ૭ લોકોત્તર મિથ્યાત્વ-વીર કર દેવની માનતા કલ્યાણ ક્રમ થાય તો આમ કરીશ તે તથા ફળની લાલચે ભક્તિ કરે તે કુપ્રવચન મિથ્યાત્વ-ત્રણસે ત્રેસઠ પાખંડીના મતને ૯ અજીવને જીવ સરદ્દહે તો મિથ્યાત્વ ૧૦ જીવને અજીવ સરદ્દહે મિથ્યાત્વ ૧૧ સાધુને કુસાધુ સરદ્દહે તો મિથ્યાત્વ ૧૨ કુસાધુને સરદ્દહે તો મિથ્યાત્વ ૧૩ જિન માર્ગને અન્ય માર્ગ સરદ્દહે મિથ્યાત્વ ૧૪ અન્ય માર્ગને જિન માર્ગ સરદ્દહે તો મિથ્યાત્વ અધર્મને ધર્મ સરદ્દહે તો મિથ્યાત્વ ૧૬ ધર્મને અધર્મ સરદ્દહે મિથ્યાત્વ ૧૭ આઠ કર્મથી જે નથી મુકાણા તેને મુકાણા સરદ્દહે મિથ્યાત્વ ૧૮ આઠ કર્મથી જે મુકાણા તેને નથી મુકાણા સરદ્દહે મિથ્યાત્વ ૧૯ જિન માર્ગથી ઓછું પરૂપે તો મિથ્યાત્વ ૨૦ માર્ગથી અધિક પરૂપે તો મિથ્યાત્વ ૨૧ જિન માર્ગથી વિપરીત તો મિથ્યાત્વ ૨૨ અવિનય મિથ્યાત્વ ૨૩ અક્રિયા મિથ્યાત્વ અજ્ઞાન મિથ્યાત્વ ૨૫ આશાતના મિથ્યાત્વ એ પચીશ પ્રકારનું મિથ્યા સેવ્યું હોય સેવરાવ્યું હોય સેવતાં પ્રત્યે રૂડું જાણ્યું હોય તો ત મિચ્છા મિ દુક્કડં-તે પાપ નિષ્ફળ થાઓ.

—०÷०—

## ચૌદ સ્થાનકમાં સંમુચ્છિંમ જીવ ઉપજે છે તે.

૧ **ઉચ્ચારેસુ વા**-વડીનીતમાં ઊપજે તે. ૨ **પાસવણેસુ વા**-લઘુનીતમા ઊપજે તે. ૩ **ખેળેસુ વા**-ખળખામાં ઊપજે તે ૪ **સિંઘાણેસુ વા**-લીટમાં ઊપજે તે ૫ **વંતેસુ વા**-વમનમાં ઉપજે તે. ૬ **પિત્તેસુ વા**-પીતોડામા ઊપજે તે. ૭ **પુએસુ વા**-પરૂમાં ઉપજે તે. ૮ **સોણિએસુ વા**-રૂધિરમા ઊપજે તે ૯ **સુક્કેસુ વા**-વીર્યમાં ઊપજે તે. ૧૦ **સુક્કપોગ્ગલ પરિસાડિએસુ વા**-વીર્યનાં પુદ્ગલ સુકાયેલ ભીનાં થાય તેમાં ઊપજે તે ૧૧ **વિગયજીવકલેવરેસુ વા**-જીવ ગયા પછી રહેલા કલેવરમા ઊપજે તે ૧૨ **ઇત્થીપુરિસસંજોગેસુ વા**-સ્ત્રી પુરુષના સંજોગથી ઊપજે તે ૧૩ **નગરનિદ્ધમણેસુ વા**-નગર માહેલી ખાળમાં ઉપજે તે ૧૪ **સવ્વેસુ ચેવ અસુઇઠાણેસુ વા**-બધાં ગંદકીનાં ઠેકાણાંમાં ઊપજે તે, એ ચૌદ સ્થાનકના જીવની વિરાધના થઇ હોય તો મિચ્છા મિ દુક્કડ

"આ ઠેકાણે ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ, નવકાર અને કરેમિભંતેના પાઠ કહેવા"

---

## પાઠ ૨૨ મો-શ્રી ચત્તારિ મંગલં.

**ચત્તારિ મંગલ**-ચાર પ્રકારના માગલિક, તે કહે છે **અરિહંતા મંગલ**-અરહિત દેવ માંગલિક છે **સિદ્ધા મંગલ**-સિદ્ધ ભગવાનો માગલિક છે **સાહુ મંગલ**-સાધુઓ માગલિક છે **કેવલિપન્નત્તો ધમ્મો મંગલં**-કેવલીનો પ્રરૂપેલો ધર્મ માંગલિક છે **ચત્તારિ લોગુત્તમા**-લોકને વિષે ચાર ઉત્તમ છે **અરિહંતા લોગુત્તમા**-અરહિંત દેવ, લોકમા ઉત્તમ છે, **સિદ્ધાલોગુત્તમા**-સિદ્ધદેવ, લોકમા ઉત્તમ છે, **સાહુ લોગુત્તમા**-સાધુ, લોકમા ઉત્તમ છે **કેવલિ પન્નત્તો ધમ્મો લોગુત્તમા**-કેવળીનો પ્રરૂપેલો ધર્મ લોકમા ઉત્તમ છે **ચત્તારિ સરણં પવજ્જામિ**-ચાર પ્રકારનુ શરણુ અંગીકાર કરૂ છું, **અરિહંતા સરણં પવજ્જામિ**-અરિહંતનુ શરણુ અંગીકાર કરૂ છું **સિદ્ધા સરણં પવજ્જામિ**-સિદ્ધનુ શરણુ અંગીકાર કરૂં છુ **સાહુ સરણં પવજ્જામિ**-સાધુનુ શરણુ અંગીકાર કરૂ છુ, **કેવલિપન્નત્ત ધમ્મ સરણું પવજ્જામિ**-કેવળીના પ્રરૂપેલ ધર્મનુ શરણુ અંગીકાર કરૂ છુ એ ચાર માગલિક, ચાર ઉત્તમ ને ચાર શરણા કરે જે, ભવસાગરમા તરે તે,

સકળ કર્મનો આવે અંત, મોક્ષતણાં સુખ લહે અનંત, ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મુક્તે જાય. સંસારમાં શરણાં ચાર, અવર ન શરણું કોય, જે નરનારી આદરે, તેને અક્ષય અવિચળ પદ હોય. અંગૂઠે અમૃત વસે, લબ્ધિતણા ભંડાર; શ્રી ગુરૂ ગૌતમને સમરીએ તો સદાય મનવાંછિત ફળ દાતાર. દાન દીજીએ, શિયળ પાળીએ, તપ તપીએ ભલી ભાવના ભાવીએ તો આ ભવ પરભવ વહેલાં વહેલાં મુક્તિનાં સુખને પામીએ

આ કેહીને—ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ તથા ઇરિયાવહીના પાઠ કહેવા."

**આલોયણા**—ચાર ગતિ ચોવીશ દંડક, ચોરાશી લાખ જીવાયોનિ, એક ક્રોડ સાડી સત્તાણું લાખ, કુલકોડિના જીવને મારે જીવે આજના દિવસ સંબંધી આરંભે સમારંભે, મન વચન, કાયાએ કરી દુહવ્યા હોય, દ્રવ્યપ્રાણ, ભાવપ્રાણ દુહાવ્યા હોય, પરિતાપના કિલામના ઉપજાવી હોય, ક્રોધે, માને માયાએ, લોભે, રાગે, દ્વેષે હાસ્યે, ભયે, ખળાયે પીડયે, આપથાપનાએ, પરઉથાપનાએ, દુષ્ટ લેશ્યાએ દુષ્ટ પ્રણામે, દુષ્ટ ધ્યાને, આર્ત્તધ્યાને રૌદ્રધ્યાને કરીને, ઇર્ષ્યાએ, મમતે, હઠપણે, પીડાઇપણે અવજ્ઞા કરી હોય દુઃખમાં જોડ્યાં હોય સુખથી ચુકાવ્યાં હોય પ્રાણ, પર્યાય સંજ્ઞા પ્રમુખાદિ લબ્ધિઋદ્ધિથી ભ્રષ્ટ કર્યા હોય તે સર્વ અઢાર લાખ ચોવીસ હજાર એકસો વીસ પ્રકારે દોષ લાગ્યો હોય તો મિચ્છા મિ દુક્કડં

# શ્રમણ સૂત્ર

## પાઠ ૨૩ મો-પહેલું શ્રમણ સૂત્ર.

**ઇચ્છામિ**-ઇચ્છું છું. **પડિક્કમિઉ**-પાપનુ નિવારણ કરવાને. **પગામસિજ્જાએ**-ઘણુ સૂવાણુ હોય **નિગામસિજ્જાએ**-ઘણે પાથરણે કરી સૂવાણું હોય **સથારાઉવટ્ટણાએ**-સૂતાં સૂતાં વગર પોજે પડખુ ફેરવ્યું હોય. **પરિયટ્ટણાએ**-વારે વારે એ રીતે પડખા ફેરવ્યાં હોય. **આઉટ્ટણાએ**-હાથપગ સંકોચ્યા હોય **પસારણાએ**-હાથપગ પોજ્યા વિના લાંબા કર્યા હોય **છપ્પઇસઘટ્ટણાએ**-છ પગી જૂને કચરી હોય. **કુઇએ કક્કરાઇએ**-ઉઘાડે મોઢે બોલાણું હોય **છિઇએ**-ઉઘાડે મોઢે છીંક ખાધી હોય **જભાઇએ**-ઉઘાડે મોઢે બગાસું ખાધું હોય. **આમોસે**-પૂજ્યા વગર ખણ્યુ હોય **સસરક્ખામોસે**-સચેત્ત રજે ખરડેલ વસ્ત્રાદિકનો સ્પર્શ કર્યો હોય **આઉલમાઉલાએ**-આકુળ વ્યાકુળ થયો હોય **સુવણવત્તિયાએ**-સ્વપ્ના માંહે અનેક તરેહના રૂપ દીઠા હોય. **ઇત્થીવિપરિયાસિયાએ**- સ્ત્રી સગાતે સ્વપ્નામા ભોગ કર્યો હોય **દિઠ્ઠવિપરિયાસિયાએ**-દૃષ્ટિએ કરી સ્ત્રી સાથે ક્રીડા કરી હોય **મણુ-વિપરિયાસિયા**-મને કરી સ્વપ્નામાં ભોગ કર્યો હોય **પાણભોયણ-વિપરિયાસિયાએ**-પાણી ભોજન સ્વપ્નામા કરેલ હોય, **જો મે**-જે મને **દેવસિઓ**-દિવસ સબધી. **અઇયારો કઓ**-અતિચાર લાગ્યા હોય. **તસ્સ મિચ્છા મિ દુક્કડ**- તે પાપ નિષ્ફળ થાઓ

.........

## પાઠ ૨૪ મો-બીજું શ્રમણ સૂત્ર.

**પડિક્કમામિ**-પાપનું નિવારણ કરૂ છુ **ગોયરગ્ગ ચરિયાએ**-ગાયની પેઠે થોડો થોડો આહાર લેવા જતા **ભિક્ખાયરિયાએ**-ભિક્ષા માગવા જતા **ઉગ્ઘાડકવાડ**-અડધુ કમાડ ઉઘાડ્યુ હોય **ઉગ્ઘાડણાએ**-આખું કમાડ ઉઘાડ્યુ હોય **સાણા**-કુતરા **વચ્છા**-વાછરડાં **દારા**-બાળક. **સઘટ્ટણાએ**-અડીને કે ઓળગીને જવાણું હોય **મડીપાહુડિયાએ**-બીજા કોઇને વાસ્તે રાખેલ લીધુ હોય **બલિપાહુડિયાએ**-બાકળા ઉડાડવા સારૂ કર્યા હોય તે લીધા હોય **ઠવણાપાહુડિયાએ**-કોઇ

ભિખારી વગેરે સારૂ રાખી મેલ્યુ હોય તે લીધુ હોય. સંકિએ સહસાગારે-શંકા પડયા છતા બળાત્કાર કર્યાથી લેવું પડયુ હોય. અસેસણાએ-અન્નને. પાણેસણાએ-પાણીને અણુભોયણાએ-જીવાતવાળુ ભોજન. પાણુભોયણાએ-જીવાતવાળુ પાણી લીધુ હોય બીયભોયણાએ-બીજવાળુ ભોજન લીધુ હોય હરિયભોયણાએ-લીલોત્રીવાળુ ભોજન લીધુ હોય પચ્છાકમ્મિયાએ-આહાર વહોર્યા પછી કોઇ દોષ લગાડયો હોય. પુરેકમ્મિયાએ-આહાર લીધા પહેલા કોઇ દોષ લગાડ્યો હોય. અદિટ્ઠહડાએ-નજરે દેખાતુ ન હોય ત્યાંથી લાવી દીધેલુ લીધુ હોય દગસંસટ્ઠહડાએ-કાચા પાણીનો સ્પર્શ કરી દીધેલો આહાર લીધો હોય. રયસંસટ્ઠહડાએ- સચેત-રજના સ્પર્શવાળુ લીધુ હોય પારિસાડણિયાએ-વહોરાવતી વખતે વેરાતી કે ઢળાતી વસ્તુ લીધી હોય. પરિઠાવણિયાએ-ખાવો થોડો ને નાખી દેવો ઘણો એવો આહાર લીધો હોય. ઓહાસણભિક્ખાએ-વારવાર વસ્તુ માગી લીધી હોય. જં ઉગ્ગમેણં-જે ગૃહસ્થથી દોષ લાગ્યા હોય. ઉપ્પાયણેસણાએ-પોતાથકી જે દોષ લાગ્યા હોય અપરિસુદ્ધં-એવા અકલ્પનિક આહાર પાણી પડિગ્ગાહિયં-લીધા હોય. પરિભુત્તવા ભોગવ્યા હોય જં ન પરિઠ્ઠવિયં-જે નાખી દેવા યોગ્ય હોય તે નાખી દીધુ ન હોય. તસ્સ મિચ્છા મિ દુક્કડં-તે પાપ નિષ્ફળ થાઓ.

## પાઠ ૨૫ મો-ત્રીજું શ્રમણ સૂત્ર

પડિક્કમામિ-પાપનું નિવારણ કરૂ છુ ચાઉક્કાલં-ચાર વખત (સવારે સાંજે આગલી રાત્રે, પાછલી રાત્રે) સજ્ઝાયસ્સ અકરણયાએ-સજ્ઝાય પાઠ ન કર્યા હોય. ઉભઓકાલં-બે વખત (સાંજે સવારે) ભંડોવગરણસ્સ-ભંડ ઉપકરણ (પાત્રાદિ તથા વસ્ત્રાદિને) અપ્પડિલેહણાએ-નજરે જોયાં ન હોય. દુપ્પડિલેહણાએ-માઠી રીતે જોયા હોય. અપ્પમજ્જણાએ- પોંજ્યા ન હોય. દુપ્પમજ્જણાએ-માઠી રીતે પોંજ્યા હોય. અઇક્કમે-અતિક્રમ કીધો હોય. (પાપ કરવાનો વિચાર) વઇક્કમે-વ્યતિક્રમ કીધો હોય (પાપ કરવાને તૈયાર થયો હોય) અઇયારે-અતિચાર તે વસ્તુ કરવાને લાગ્યો હોય અણાયારે-અનાચાર તે પાપ કીધુ હોય. જો મે દેવસિઓ-જે મે દિવસ સંબંધી અઇયારો-કઓ-પાપ કીધુ હોય. તસ્સ મિચ્છા મિ દુક્કડં-તે પાપ નિષ્ફળ થાઓ.

## પાઠ ૨૬ મો-ચોથુ શ્રમણ સૂત્ર.

**પડિક્કમામિ**-પાપનુ નિવારણ કરૂં છું. **એગવિહે**-એક પ્રકારે **અસંજમેહિ**-અસંજમપણુ (અવ્રત) **પડિક્કમામિ**- નિવર્તું છુ **દોહિ**-બે પ્રકારના **બંધણેહિ**-બંધનથી, **રાગબંધણેણ**-પ્રીતિ બંધન. **દોસબંધણેણ**-દ્વેષ બંધન **પડિક્કમામિ**-નિવર્તું છું **તીહિદંડેહિં**-ત્રણ પ્રકારના દંડથી **મણદંડેણં**-મનનો દંડ (અશુભ મને) **વયદંડેણં**-વચનનો દંડ **કાયદંડેણ**-કાયાનો દંડ. **પડિક્કમામિ**-નિવર્તું છું **તીહિ ગુત્તીહિ**-ત્રણ પ્રકારની ગુપ્તિ (ન કરી હોય તેથી) **મણગુત્તીએ**-મનોગુપ્તિથી મનને ગોપવી રાખવુ **વયગુત્તીએ**-વચનને ગોપવવુ **કાયગુત્તીએ**-કાયાને ગોપવી રાખવી તે **પડિક્કમામિ**-નિવર્તું છુ. **તીહિં સલ્લેહિં**-ત્રણ પ્રકારનાં શલ્યથી **માયાસલ્લેણં**-કપટ રાખવુ તે શલ્ય **નિયાણસલ્લેણ**-નિયાણુ એટલે ક્રિયાનુ ફળ માગી લેવુ તે શલ્ય **મિચ્છાદંસણસલ્લેણ**-જૂઠો ધર્મ તે શલ્ય **પડિક્કમામિ** નિવર્તું છુ **તીહિ ગારવેહિ**-ત્રણ પ્રકારના ગર્વથી **ઇડ્ઢિગારવેણ**-ઋધિ (નાણા)નો ગર્વ **રસગારવેણ**-સ્વાદનો ગર્વ **સાયાગારવેણં**-શાતા (શરીરના સુખનો) ગર્વ **પડિક્કમામિ**-નિવર્તું છું **તિહિં વિરાહણાએ**-ત્રણ પ્રકારની વિરાધનાથી (ભંગ લગાડવાથી) **નાણવિરાહણાએ**-જ્ઞાનમા ભંગ પડયો હોય **દંસણવિરાહણાએ**-સમકિતમાં ભંગ પડયો હોય **ચરિત્તાવિરાહણાએ**-ચારિત્ર કરણીમા ભંગ પડયો હોય **પડિક્કમામિ**-નિવર્તું છુ **ચઉહિ કસાએહિ**-ચાર પ્રકારના કષાયથી **કોહકસાએણ**-ક્રોધ કષાય **માણકસાએણ**-અભિમાન કષાય **માયાકસાએણ**-કપટ કષાય **લોહકસાએણ**-લોભ કષાય. **પડિક્કમામિ**-નિવર્તું છુ **ચઉહિ સન્નાહિ**-ચાર પ્રકારની સંજ્ઞાથી (ઇચ્છા) **આહારસન્નાએ**-આહારની ઇચ્છા. **ભયસન્નાએ**-બ્હીક ભોગવવી **મેહુણસન્નાએ**-મૈથુનની ઇચ્છા **પરિગ્ગહસન્નાએ**-દોલત વસ્રાદિની ઇચ્છા **પડિક્કમામિ**-નિવર્તું છુ **ચઉહિં વિકહાહિં**-ચાર પ્રકારની વિકથાથી (પાપની કથા) **ઇત્થીકહાએ**-સ્રીની કથા (રૂપાદિ સંબંધી) **ભત્તકહાએ**-ભોજનની કથા (સારૂ નરસું કહ્યા કરવુ) **દેસકહાએ**-દેશની કથાને વિષે (સારૂ નરસું કહેવુ તે.) **રાયકહાએ**-રાજા વિષે (સારૂં નરસુ કહેવુ) **પડિક્કમામિ** નિવર્તું છુ **ચઉહિ ઝાણેહિં**-ચાર પ્રકારના ધ્યાનથી **અટ્ટેણ ઝાણેણં** આર્તધ્યાન (વિષય સંબંધી ધ્યાન ધરવાથી)

સરલપણારહિત પોતાના દોષ ઢાંકવા, મિથ્યાત્વ તથા અનર્થપણું તે. **તેઉલેસાએ**–તેજુ લેશ્યા–કપટરહિત, વિનીત, દ્રઢધર્મી, મોક્ષનો અર્થી એવા ગુણ હોય તે. **પઉમ્હલેસાએ**–પદ્મ લેશ્યા–ક્રોધ, માન કપટ આદિને પાતળાં કરી નાખ્યા છે તથા આત્માને દમ્યો છે મન, વચન, કાયાને જીત્યા છે, એવા ગુણ હોય તે. **સુક્કલેસાએ**–શુકલ લેશ્યા ધર્મ, ધ્યાન, શુકલ ધ્યાન, રાગ દ્વેષ જીત્યા છે જેણે તથા સમિતિ ગુપ્તિ સહિત એવા ગુણ હોય તે **પડિક્કમામિ**–નિવર્તુ છુ **સત્તહિં ભયઠાણેહિં**–સાત પ્રકારનાં ભયનાં ઠેકાણાથી. ૧ લોકભય. ૨ પરલોકભય ૩ ધનભય ૪ અકસ્માતભય. ૫ આજીવિકાભય. ૬ મરણભય ૭ અપજશભય **પડિક્કમામિ**–નિવર્તુ છું **અટ્ઠહિં મયઠાણેહિં**–આઠ પ્રકારના મદના ઠેકાણા ૧ જાતિ. ૨ કુળ ૩ બળ ૪ રૂપ ૫ તપ. ૬ લાભ ૭ સૂત્ર ૮ મોટાઇ **નવહિં બંભચેરગુત્તિહિં**–નવ પ્રકારનુ બ્રહ્મચર્યઃ (સાધુની ગુપ્તિ) તે ૧ સ્ત્રી, પશુ, નપુંસકરહિત ઠેકાણાંમા રહેવું. ૨ સ્ત્રી સાથે એકાંત વાત કરવી નહિ ૩ સ્ત્રીને આસને બેસવું નહિ. ૪ સ્ત્રીનુ રૂપ નીરખવુ નહિ. ૫ સ્ત્રી રહેતી હોય ત્યાં ભીંતને આંતરે રહેવું નહિ ૬ પૂર્વની ક્રીડા સંભારવી નહિ. ૭ પુષ્કળ ઘી સહિત સરસ આહાર જમવો નહિ ૮ અતિ આહાર કરવો નહિ. ૯ ચુવા, ચદન આદિ વિલેપન કરી શરીરને શોભાવવું નહિ. **દસવિહેસમણધમ્મે**–દશ પ્રકારનો સાધુનો ધર્મ ૧ ક્ષમા ૨ નિર્લોભિતા ૩ કપટરહિતપણુ. ૪ માનરહિતપણુ, ૫ બાર પ્રકારનું તપ કરવું ૬ સજમ પાળવો ૭ સત્ય બોલવુ નિર્મળપણુ. ૯ ધનરહિતપણું ૧૦ બ્રહ્મચર્યવ્રત **ઇક્કારસહિ ઉવાસગપડિમાહિ**—અગિયાર પ્રકારની શ્રાવકની પ્રતિમા (તપની જાત) ૧ દસણ પ્રતિમા–એટલે સમકિત ચોકખુ રાખવુ ૩ વ્રત પ્રતિમા એટલે બારે વ્રત નિર્દોષ પાળવાં. ૩ સામાયિક પ્રતિમા–દરરોજ બે વખત સામાયિક કરવું. ૪ પોસહ પ્રતિમા–એક મહિનામા બે પોષા કરે ૫ પોષો કરવો તેમા બને તો આખી રાત અથવા બે પહોર સુધી કાઉસ્સગ્ગ કરવો. ૬ છઠ્ઠી પ્રતિમા–પોષાને બીજે દિવસે પણ બ્રહ્મચર્ય પાળવું ૭ સાતમી, સચિત્ત પરિહાર પ્રતિમા–સચિત્ત આહાર ન કરવો, સાત માસ સુધી ૮ અણારભ પ્રતિમા–આરભ–પાપ લાગે એવુ કામ આઠ માસ સુધી કરે નહિ ૯ પેસારંભ વિવજ્જણ પ્રતિમા–દાસ વગેરે આગળ પણ આરંભનું કામ ન કરાવે, નવ માસ સુધી ૧૦ ઉદ્દિષ્ટકૃત પ્રતિમા–પોતા સારૂ કીધેલા આહાર, પાણી ન લે પણ નિર્દોષ હોય તે જ લે, દસ માસ સુધી. ૧ શ્રમણભૂત પ્રતિમા–સાધુનો વેષ ધારણ કરી તે પ્રમાણે વર્તે ને કોઇ વદણા કરે

તો કહે કે હું સાધુ નથી પણ સાધુની ક્રિયા સર્વ પાળે, અગિયાર માસ સુધી. ઉપર મુજબ અગિયાર પ્રતિમા, તે પહેલી એક માસથી લેઈ અગિયારમી અગિયાર માસ સુધી પાળવાની છે (આગળ શ્રાવક તે મુજબ કરતા હતા) બારસહિં ભિક્ખુપડિમાહિં—બાર પ્રકારની સાધુની પ્રતિજ્ઞાના નિયમ એટલે જે સાધુ એકલો વિચારી પ્રતિમા કરવા માટે તે આ પ્રમાણે કરે. ૧ પ્રતિમા—તે રોજ એક વખત એક જ વેર આહારની એક દત્તિ [દાત] એટલે એકધાર તથા પાણીની એક દત્તિ લેવી ને તેથી નિર્વાહ કરવો. બીજી—ત્રીજી ચોથી—પાંચમી—છઠ્ઠી અને સાતમી પ્રતિમામાં રોજ બે, ત્રણ, ચાર, પાંચ, છ અને સાત દત્તિ ઉપરાંત લેવું નહિ એવો નિયમ તે સાત પ્રતિમા થઈ ૮ સાત દિવસ સુધી એકાંતર ઉપવાસ કરે અને ઉત્કૃષ્ટ આસન એટલે કઠણ આસને બેસે ૯ સાત દિવસ એકાંતર ઉપવાસ કરે પણ ઢ આસને બેસે ૧૦ નવમી મુજબ પણ બેઠે આસને એટલે જેમ ગાયને દોહવા બેસે એવી રીતે બેસી રહે. ૧૧ એક રાત દિવસની પ્રતિમા તે આઠમથી બે ઉપવાસ કરી તે જ દિવસ ને રાત ગામબહાર કાઉસ્સગ્ગ કરે ૧૨ એક રાતની પ્રતિમા તે પહેલા ત્રણ ઉપવાસ કરી ત્રીજે દિવસે રાત વનમાં એક ચિત્તે રહીને ઉપસર્ગ આવે તે સહે તેરસહિં કિરિયાઠાણેહિં—તેર પ્રકારની ક્રિયા એટલે કર્મ બાંધવાનાં ઠેકાણાં ૧ કામ સારૂ આરંભ કરવો ૨ વગર કામે આરંભ કરવો ૩ જીવઘાત કરવા સારૂ કોઈ હિંસા કરે ૪ અકસ્માત ક્રિયા—તે જેમ કે હરણને તીર મારતાં માણસને વાગે ને તેનો જીવ જાય ૫ મિત્રદોષ ક્રિયા તે મિત્રને વેરી કરી માને તથા અચોરને ચોર જાણી હણે. મુસાવાઈ ક્રિયા—તે જૂઠું બોલવાથી લાગે છે ૭ અદિન્નાદાણ ક્રિયા—અણદીધું લેવાથી લાગે તે ૮ અનર્થ ક્રિયા—વગર કારણે આર્તરોદ્ર ધ્યાન ધરવું ૯ માનવત્તિય ક્રિયા અહંકાર કરવાથી લાગે તે. ૧૦ અમિત્ત ક્રિયા—પુત્ર, સેવક આદિને થોડે અપરાધે ઘણો દંડ કરે તે ૧૧ માયા કપટ કરવું તે ક્રિયા ૧૨ લોભ-વત્તિયા ક્રિયા—તે લોભ કરવો તે. ૧૩ ઇરિયાવહિયા ક્રિયા—માર્ગે જયણા-નાથી ચાલતા ક્રિયા લાગે તે. ચઉદ્દસહિં ભૂયગામેહિં—ચૌદ પ્રકારના જીવના જથ્થા-સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય. બેઇંદ્રિય, તેઇંદ્રિય ચૌરિંદ્રિય અસંજ્ઞી પંચેંદ્રિય, સંજ્ઞી પંચેંદ્રિય, એ સાત જાતના જીવના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ ચૌદ જાતના જીવ. પર્યાય છ છે તે—૧ આહાર ૨ શરીર, ૩ ઇંદ્રિય ૪ શ્વાસોશ્વાસ. ૫ ભાષા, ૬ મન, તે જે જીવને જેટલી પર્યાય બાંધવી હોય તે ઉપજ્યા પછી પૂરી બાંધી રહ્યો નથી ત્યાં સુધી તે અપર્યાપ્ત

કહેવાય ને પછી પર્યાપ્ત કહેવાય એ સાત જાતિના જીવના બે બે ભા કર્યા તેનુ કારણ એજ કે, અપર્યાપ્તપણે પણ જીવ મરી જાય છે **પન્નરઃ હિં પરમાહમ્મિએહિં**–પદર પ્રકારના પરમાધામી એટલે અધમ દેવતા તેના નામ–૧ અબ, ૨ અબરિસ, ૩ શામ, ૪ સબળ, ૫ રૂદ્ર ૬ મહારૂદ્ર ૭ કાળ, ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુભ ૧૨ વાલુ ૧૩ વેતરણી, ૧૪ ખરસ્વર ને ૧૫ મહાઘોષ **સોલસહિ ગાહાસોલસએહિં**–સૂયગડાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કધના સોળ અધ્યય છે. **સત્તરસવિહે અસંજમેહિ**–સત્તર ભેદે અસયમ–૧ પૃથ્વી, ૨ પાણી, ૩ અગ્નિ, ૪ વાયુ, ૫ વનસ્પતિ ૬ બેઇન્દ્રિય, ૭ તેઇન્દ્રિય, ૮ ચૌરેદ્રિય, ૯ પંચેન્દ્રિય એ નવને હણવા તે અસજમ તથા, ૧૦ અજીવ તે પુસ્તકાદિને અવિધિએ વાવરે તે. ૧૧ (પેહા) જોયા વગર જમી પર બેસે, ૧૨ (ઉપેહા) સંજમને વિષે લાગેલા સાધુને મદદ કરે નહિ. ૧૩ (અપમ્મજ્જણા) પાત્રાદિકને બરાબર પોજે નહિ ૧૪ (પરિષ્ઠાપના) માત્રાદિકને અવિધિએ પરઠવે, ૧૫ મન, ૧૬ વચન, ૧૭ કાયા તેને અયોગ્ય રીતે વર્તાવે, **અટ્ઠારસવિહેઅબભેહિં**—અઢાર પ્રકારનુ અબ્રહ્મચર્ય-ઉદારિક મનુષ્યને તિર્યચની સાથે વિષય સેવવો, સેવરાવવો અને સેવતાં પ્રત્યે રૂડું જાણવુ એ ત્રણ, તે મને કરી, વચને કરી ને કાયાએ કરી એટલે નવ, તેમજ વૈક્રિય શરીર સબધી નવ ભેદ એટલે કુલ અઢાર **એગુણવીસાએ નાયજ્ઝયણેહિ**–શ્રી જ્ઞાતા ધર્મકથા સૂત્રના પ્રથમ શ્રુતસ્કધના ઓગણીશ અધ્યયન છે **વીસાએ અસમાહિઠાણેહિ**–વીશ પ્રકારના અસમાધિનાં ઠેકાણા (મોક્ષ માર્ગને વિષે એકાંત ચિત્તની સ્થિરતાથકી વિપરીતપણે વર્તે તે અસમાધિ) ૧ ઉતાવળો ઉતાવળો ચાલે ૨ વગર પોજે ચાલે ૩ જેમ તેમ પોજીને ચાલે. ૪ ઘણા પાટ પાટલા ભોગવે ૫ ગુરુના સામુ બોલે. ૬ સાધુની ઘાત ચિતવે ૭ પ્રાણીની ઘાત ચિતવે ૮ ક્રોધ કરે ૯ પારકુ વાકુ બોલે ૧૦ પૂરી ખબર વિના નિશ્ચયકારી ભાષા બોલે ૧૧ કલેશ કરે, ૧૨ બીજાને કલેશ ઉપજાવે ૧૩ અકાળે સજ્ઝાય કરે ૧૪ બહારથી આવ્યા પછી હાથ પગ પોજ્યા વગર બેસે ૧૫ પહોર રાત્રિ ગયા પછી ઉતાવળો બોલે. ૧૬ માહોમાંહે કજીયા કરે. ૧૭ ગચ્છ ભેદ કરે એટલે તડા પડાવે ૧૮ પોતે તપે અને બીજાને તપાવે ૧૯ ઘણું ખા ખા કરે ૨૦ જોઇને કામ કરવુ તેમા સાવચેતી ન રાખે **એગવીસાએ સબલેહિ**—એકવીશ પ્રકારના સબળા દોષ કે જેથી ચારિત્રને હાનિ પહોચે તે—૧ હસ્તકર્મ કરે તો સબળો દોષ

લાગે, ૨ મૈથુન સેવે તો સબળો દોષ લાગે. ૩ રાત્રિભોજન કરે તો, ૪ દોષ સહિત આહાર જમે તો, ૫ રાજપિંડ આહાર ભોગવે (મોટા રાજાને વાસ્તે કીધેલો આહાર જેથી બહુ સામર્થ્ય ઉપજે તેવો.) ૬ વેચાતી લઈ આપેલી વસ્તુ લે તો, ૭ ઉછીની લઈ આપે તેવી વસ્તુ લે તો, ૮ દીક્ષા લઈને છ મહિનાની અંદર બીજા ટોળામાં જાય તો ૯ એક મહિનામાં ત્રણ નદી, નાળામાં પગ મેલે તો, ૧૦ એક મહિનામાં ૩ વાર કપટ કરે તો ૧૧ વારવાર બાંધી ભાંગે તો ૧૨ પોતાની કાયાએ કરી જીવની હિંસા કરે તો, ૧૩ જાણીને જૂઠું બોલે તો ૧૪ જાણીને ચોરી કરે તો, ૧૫ સચિત્ત પૃથ્વી ઉપર બેસે તો. ૧૬ સચિત્ત માટી તથા પાણી ભેળાં કર્યાં હોય તે ઉપર બેસે, સૂવે તો, ૧૭ શય્યા, પાટ, પાટલા મળ્યાં ભોગવે તો, ૧૮ સચિત્ત કંદમૂળનો આહાર ભોગવે તો, ૧૯ એક વરસમાં દસ નદી, નાળાં પગેથી ઉતરે તો. ૨૦ એક વરસમાં દશ વાર કપટ કરે તો, ૨૧ સચિત્તે કરી હાથ કે વાસણ ખરડ્યાં હોય તેણે આપેલો આહાર લે તો સબળો દોષ લાગે બાવીસમે પરીસહેહિ—બાવીસ પ્રકારના પરીષહ એટલે ઉપદ્રવ—૧ ક્ષુધાનો, ૨ તૃષાનો ૩ ટાઢનો ૪ તાપનો ૫ ડાંસમચ્છરનો, ૬ અચેલનો ૭ અરતિ (સંજમને વિષે અરતિ લાગે ને સંસારને વિષે રતિ લાગે તે ન લાગવા દેવી,) ૮ સ્ત્રીનો ૯ ચર્યાનો (ચાલવાનો.) ૧૦ બેસવાનો (એક સ્થાનકે બેસી રહેવું પડે), ૧૧ સેજ્જાનો (સ્થાનક વગેરે બરોબર ન મળે), ૧૨ આક્રોશ વચનનો ૧૩ વધનો, ૧૪ જાચવાનો, ૧૫ અલાભનો, ૧૬ રોગનો, ૧૭ તૃણ સ્પર્શનો, ૧૮ મેલનો ૧૯ સત્કારપુરસ્કારનો (આદરમાન ન મળે) ૨૦ પ્રજ્ઞાનો (જાણપણું મેળવવાનો) ૨૧ અજ્ઞાનનો, ૨૨ દંસણનો, તેવીસમે સુયગડજ્ઝયણેહિ—શ્રી સૂયગડાંગ સૂત્રના પહેલા બીજા શ્રુતસ્કંધના મળીને ત્રેવીસ અધ્યયન છે. ચોવીસમે દેવેહિ—ચોવીસ જાતના દેવતા—૧૦ ભવનપતિ, ૮ વાણવ્યંતર ૫ જ્યોતિષી ને ૧ વૈમાનિક (કુલ ચોવીસ) તથા ચોવીસ તીર્થંકર દેવ છે પણ વીસમે ભાવણાહિ—પચીસ પ્રકારની ભાવના—પાંચ મહાવ્રત—તેમાં દરેકની પાંચ પાંચ ભાવના એટલે કુલ પચીસ તે કહે છે—પહેલા મહાવ્રતની—૧ ઇર્યા ભાવના (જોઈને ચાલવું) ૨ મન ભાવના (સંજમને વિષે શુદ્ધ મન) ૩ વચન ભાવના ૪ એષણા ભાવના (નિર્દોષ આહાર પાણી લેવો) ૫ નિક્ષેપણા ભાવના (પાત્રાદિ જતનાએ મૂકવાં) બીજા મહાવ્રતની પાંચ ભાવના—૧ બધું વિચારીને બોલે. ૨ હાંસી ન કરે, ૩

ક્રોધ ન કરે, ૪ લોભ ન કરે, ૫ ભય ન કરે ત્રીજા મહાવ્રતની પાંચ ભાવના—જે જગાએ રહેવું હોય તેના ધણી અથવા તેની તરફના માણસની રજા લઈ તેમાં રહેવુ ૨ તે માંહેની વસ્તુ રજા લીધા વિના ભોગવવી નહિ ૩ સ્થાનક સમારવુ નહિ ૪ સ્વધર્મી સાથે સંવિભાગ કરી વસ્તુ ભોગવવી ૫ પોતાથી મોટા હોય તેનો વિનય કરવો ચોથા મહાવ્રતની પાંચ ભાવના—૧ સ્ત્રી, પશુ, નપુંસક રહિત સ્થાનક ભોગવવું ૨ સ્ત્રીની કથા વાર્તા કરવી નહિ, ૩ પૂર્વના કામભોગ સભારવા નહિ, ૪ સરસ આહાર કરવો નહિ, ૫ સ્ત્રીને આસને બેસવું નહિ પાંચમા મહાવ્રતની પાંચ ભાવના—૧ શ્રોતેંદ્રિય વશ કરવી ચક્ષુ ઈંદ્રિય વશ કરવી, ૩ ધ્રાણ ઈંદ્રિય વશ કરવી ૪ રસ ઈંદ્રિય વશ કરવી ૫ સ્પર્શ ઈંદ્રિય વશ કરવી, એ કુલ પચીસ ભાવના **છવ્વીસાએ દસાકપ્પવવહારેણુ ઉદ્દેસણુકાલાણુ**—છવીશ ઉદ્દેશા તેમાં દશાશ્રુતસ્કંધના ૧૦ બૃહત્કલ્પના ૬, વ્યવહાર સૂત્રના ૧૦ એ કુલ ૨૬ ઉદ્દેશા તે શ્રદ્ધયાં તથા પાળ્યા ન હોય **સત્તાવીસાએ અણુગારગુણેહિં**—સત્તાવીશ પ્રકારે સાધુના ગુણ છે—૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ એ પાચથી વિરમીને મહાવ્રત પાળે, ૬ પૃથ્વી, ૭ પાણી, ૮ અગ્નિ, ૯ વાયુ, ૧૦ વનસ્પતિ અને ૧૧ ત્રસ જીવની હિંસા ન કરે, ૧૨ રાત્રિભોજન ન કરે, ૧૩ શ્રોતેદ્રિય, ૧૪ ચક્ષુ ઇંદ્રિય, ૧૫ ધ્રાણેદ્રિય. ૧૬ રસેદ્રિય ૧૭ સ્પર્શેન્દ્રિયને વશ કરે, ૧૮ લોભ જીતે, ૧૯ ક્ષમાવત, ૨૦ ભાવ વિશુદ્ધ, ૨૧ ક્રિયા વિશુદ્ધ, ૨૨ સજમમા ચિત્ત, ૨૩ મન, ૨૪ વચન, ૨૫ કાયાને ગોપાવનાર, ૨૬ બાવીશ પરીષહના સહન કરનાર, ૨૭ મરણથી ડરે નહી **અઠ્ઠાવીસાએ આયારપ્પકપ્પેહિં**--અઠ્ઠાવીશ સાધુના આચાર છે તેમાના પચીસ અધ્યયન આચારાગ સૂત્રમા છે તથા ત્રણ અધ્યયન નિશીથ સૂત્રમા છે **એગુણતીસાએ પાવસુયપ્પસંગેહિં**—ઓગણત્રીશ પ્રકારના પાપસૂત્ર છે—૧ વ્યતરદેવ કૃત હાસ્યાદિકનો ગ્રંથ, ૨ રૂધિરાદિક વરસે તેનો ગ્રંથ ૩ ગ્રહના ચાળાના ફળ લખ્યા હોય તે, ૪ ધરતીકપના ફળનુ જ્ઞાન બતાવે તે, ૫ શરીરના લક્ષણ સંબધી ગ્રથ, ૬ મસા, તિલકાદિના જ્ઞાનસબધી ગ્રથ, હાથ પગની રેખા પ્રમુખનુ જ્ઞાન બતાવે તે ૮ સ્વરના લક્ષણ સબધી ગ્રથ, એ આઠ મૂળ તેના વૃતિ, વાર્તિક, એક એકના ગણુ ત્રણ ભેદ થાય છે એટલે કુલ ૨૪, ૨૫ ગાધર્વ, ૨૬ નાટક, ૨૭ વાસ્તુવિદ્યાના શાસ્ત્ર, ૨૮ આયુર્વેદ, ૨૯ ધનુર્વેદ એ ઓગણત્રીશ પાપસૂત્ર, **તીસાએ મહા—**

મોહનીયઠ્ઠાણેહિં—ત્રીશ પ્રકારના મહામોહનીયના ઠેકાણા છે. (મહા-
મોહનીય કર્મ બાંધવાથી જીવ સંસારમાં રઝળે છે.) તે મોહનીય ત્રીશ
પ્રકારથી બાંધે તે કહે છે—૧ ત્રસજીવને પાણીમાં બોળી મારે, ૨ બાળકા-
દિકને મોઢે ડુચા દઇ મારે, ૩ બાળક વગેરેને આળાં ચર્મ વીંટીને મારે,
૪ મુદ્‌ગર પ્રમુખ માથામાં મારે, ૫ પરોપકારી જે ઘણા જીવને આધારભૂત
હોય તેને મારે, ૬ મોટા શબ્દને રૂંધે ૭ છતી શક્તિએ ગ્લાન
લોકની સંભાળ ન રાખે, ૮ જે સાધુ શુદ્ધ ધર્મમાર્ગને વિષે લાગેલો
હોય તેને તેથી બળાત્કારે ભ્રષ્ટ કરે. ૯ જિનધર્મનું વાંકુ બોલે, ૧૦
અત્યાવિ મઢે કરી આચાર્ય વગેરેને ગાળો દે, ૧૧ શુદ્ધ સાધુને આહાર
પાણી ન આપે, ૧૨ ઘણાં કુવિચારો ભેળાં કરે. જ્ઞાનનો માર્ગ ન
પામે, ૧૪ અધર્મી–પ્રયોગ એટલે મંત્રજંત્ર આદિકની સાધના કરે, ૧૫
ચારિત્ર લીધા પછી વિષયની વાંછના કરે, ૧૬ પોતે વિદ્વાન ન હોય ને
હું બહુ વિદ્વાન છું એમ ડોળ બતાવે ૧૭ તપસ્વી ન હોય ને કહે કે
હું તપસ્વી છું, ૧૮ ઘરમાં ઘાલી કોઇને અગ્નિએ બાળે તથા ધુમાડાથી
મુંઝાવે. ૧૯ પોતે પાપ કરી બીજાને માથે નાખે ૨૦ કોઇનું સ્વરૂપ
ભ્રમ ભરસભામાં કહી દે, ૨૧ હમેશાં ક્રોધ તથા ક્લેશ કરે. ૨૨ વિશ્વાસ
ઘાત કરે, ૨૩ કોઇ પુરુષથી પ્રીતિ લગાડી તેની સ્ત્રીને ભોળવે, ૨૪
પોતે કુંવારો નથી ને કુંવારો કહે. ૨૫ જેણે પોતાને ધન આદિકે વધાર્યો
તેનું માઠું ચિંતવે, ૨૬ બ્રહ્મચારી ન હોય ને કહે કે હું બ્રહ્મચારી છું
૨૭ જે જે પ્રતાપે લોકમાં પ્રસિદ્ધ થયો હોય મહત્ત્વ પામ્યો હોય તેને
હાનિ કરે, ૨૮ દેશની જેને ફિકર ચિંતા છે તેને રૂંધે ૨૯ કંઇ દેખતો ન
હોય તો પણ કપટ કરી કહે કે હું જ્ઞાનમાં દેવતાદિકને પ્રત્યક્ષ દેખું છું
૩૦ દેવને અવગણે કે દેવ આવો કેવો કે મને કંઇ આપે નહિ, એ ત્રીશ
પ્રકારનું કામ કરે તો મહામોહનીય કર્મ બાંધે. એગતીસાએ સિદ્ધાઇ-
ગુણેહિં એકત્રીશ સિદ્ધ ભગવાનના ગુણ કહે છે-પાંચ સંઠાણ ૧ પરિમંડળ
૨ વાટલો (નક્કર ગોળ) ૩ ત્રિકોણ ૪ ચોખુણ ૫ લાંબુ પાંચ
વર્ણ–૬ કાળો, ૭ લીલો, ૮ રાતો ૯ પીળો, ૧૦ ધોળો પાંચ રસ
૧૧ ખાટો, ૧૨ મીઠો, ૧૩ કડવો, ૧૪ કષાયલો ૧૫ તીખો.
બે ગંધ–૧૬ સુગંધ, ૧૭ દુર્ગંધ આઠ સ્પર્શ–૧૮ ખરખરો
૧૯ સુંહાળો, ૨૦ ઊનો ૨૧ ટાઢો ૨૨ હળવો, ૨૩ ભારે, ૨૪ લુખો,
૨૫ ચોપડ્યો, ત્રણ વેદ–૨૬ સ્ત્રી ૨૭ પુરુષ, ૨૮ નપુંસક, એમાંનું સિદ્ધને
કંઇ નથી ૨૯ અશરીરપણું, ૩૦ અસંગપણું, ૩૧ જ્ઞાનાવરણીય

આદિ આઠ કર્મ ખપાવ્યાં છે તે કુલ એકત્રીશ સિદ્ધના ગુણ **બત્તી-સાએ જોગસંગહેહિ**–બત્રીસ પ્રકારના જોગનો સગ્રહ કરવો તે કહે છે. ૧ શિષ્ય, આચાર્ય જેવો થાય તેને માટે તેને જ્ઞાન દેવું ૨ પોતાનું આચાર્યપણું (જ્ઞાન) તે બીજા આગળ પ્રકાશ કરવું ૩ કઠણ વખતે પણ ધર્મની દઢતા મૂકે નહિ ૪ આ લોક પરલોકને વિષે ફળની ઇચ્છા રહિત તપ કરે. ૫ શિક્ષા મળી તે પ્રમાણે વર્તવું ને નવી ગ્રહણ કરતાં જવું. ૬ મમતા ન કરે, ૭ છાનું તપ કરે, ૮ નિર્લોભપણુ રાખે, ૯ પરીષહ [ઉપસર્ગ] જીતે ૧૦ સરસ ચિત્ત રાખે ૧૧ શુદ્ધ સંજમ પાળે ૧૨ સમકિત શુદ્ધ રાખે ૧૩ ચિત્તની સમાધિ રાખે, ૧૪ કપટ રહિત આચાર પાળે, ૧૫ વિનય બરાબર કરે, ૧૬ સતોષીપણું, ૧૭ વૈરાગી-પણું, ૧૮ કપટ રહિતપણું. ૧૯ શુદ્ધ કરણી ૨૦ સવર ધરે, [પાપને રોકે] ૨૧ પોતાના દોષ ટાળે ૨૨ સર્વ વિષયથી વિરકત હોય ૨૩ મૂળ ગુણ પચ્ચક્ખાણ [પહેલાં પાચ] મહાવ્રત પાળે, ૨૪ ઉત્તરગુણ પચ્ચક્ખાણ [એ સિવાયનાં વ્રતે પાળે] ૨૫ ભાવસહિત કાઉસ્સગ્ગ કરે. ૨૬ પ્રમાદ રહિત વર્તે, ૨૭ હમેશાં ચારિત્રને વિષે સાવધાન રહે ૨૮ ધ્યાન ધરે ૨૯ મરણાંત દુઃખ પડયેથી પણ ભય ન પામે. ૩૦ સ્ત્રી આદિના સંગને છાંડે, ૩૧ પ્રાયશ્ચિત લે [વિશુદ્ધિ કરે] ૩૨ મરણકાળે આરાધના કરે, **તેત્તીસાએ આસાયણાએ**–તેત્રીશ પ્રકારની ગુરુની અશાતના તે અવિનયને ટાળવો– ૧ ગુરુની આગળ આગળ ચાલે તો અવિનય કર્યો, ૨ ગુરુની જોડાજોડ ચાલે ૩ ગુરુને ભરાઇને ચાલે, ૪ ગુરુને પૂઠ દઇ ઊભો રહે, ૫ ગુરુની જોડાજોડ ઊભો રહે, ૬ ગુરુની પૂઠે અડીને ઊભો રહે, ૭ ગુરુની આગળ બેસે. ૮ ગુરુની જોડાજોડ બેસે, ૯ ગુરુને અડીને બેસે, ૧૦ ગુરુ પહેલા આચમન લે ૧૧ ગુરુની સાથે દિશાએ ગયો હોય અને આવ્યા પછી તે પહેલા ઇરિયાવહી પડિક્કમે, ૧૨ કોઇ માણુસને ગુરુ બોલાવવા ચાહે છે તે અગાઉ પોતે તે માણુસ સાથે વાત કરવા મડી જાય, ૧૩ પોતે સૂતો હોય ને જાણતો પણ હોય ને ગુરુ સાદ કરે તો બોલે નહિ, ૧૪ પોતે આહાર પાણી લાવ્યો તે પહેલા ગુરુને દેખાડયા વિના બીજાને દેખાડે, ૧૫ પોતે આહાર પાણી લાવ્યો તે પહેલા પોતાના શિષ્યને દેખાડે ને પછી પોતાના ગુરુને દેખાડે. ૧૬ પોતે જે લાવ્યો છે તે પહેલાં પોતાના શિષ્યને દઇને પછી ગુરુને દે, ૧૭ પોતાનો શિષ્ય આહાર પાણી લાવ્યો છે તે ગુરુને પૂછયા વિના બીજાને આપે. ૧૮ ગુરુર્વાદિ સાથે આહાર કરવા બેઠો ને પોતે ઉતાવળો ઉતાવળો

સારૂ સારૂ ખાઈ જાય, ૧૯ ગુરુ બોલાવે ને બોલે નહિ ૨૦ ગુરુએ બોલાવ્યા છતાં બેઠા બેઠા હોંકારા કરે પણ આવી ને જવાબ ન દે, ૨૧ ગુરુ બોલાવે ત્યારે જોરથી બોલે કે શું કહો છો ? ૨૨ ગુરુ કામ કહે તો ઉલટું કહે કે તમે કરો ૨૩ ગુરુને આકરે વચને બોલાવે ૨૪ ગુરુને તિરસ્કારે બોલાવી વચન ન માને, ૨૫ ગુરુ કથા કહે છે તેમાં આડું બોલે કે આમ કહો ૨૬ ગુરુ કથા કહે છે તેમાં કહે કે, તમે શું ભૂલી ગયા છો ! ૨૭ ગુરુ ધર્મકથા કહે તેમાં રાજી ન રહે, ૨૮ ગુરુનો ધર્મ કથામાં ભેદ પાડે ૨૯ ગુરુ ધર્મકથા કહેતા હોય તેમા પોતે આડો પડી જુદું બતાવે, ૩૦ ગુરુનું વાંકુ બોલે, ૩૧ ગુરુની પથારી ન કરી આપે ૩૨ ગુરુની પથારી ખૂંદી નાખે, ૩૩ ગુરુથી ઊંચે આસને બેસે, એ તેત્રીશ પ્રકારથી ચાલે તેથી ગુરુનો અવિનય થાય માટે તેમ કરવું નહિ. અરિહંતાણુ આસાયણાએ-અરિહંત દેવની આશાતના કરી હોય એટલે તેના વિષે કાંઈ ખોટું ચિંતવ્યુ હોય તેનું નિવારણ કરૂ છુ સિદ્ધાણુ આસાયણાએ—સિદ્ધભગવાનની આશાતના કરી હોય, તે વિષે કંઈ સંદેહ આણ્યો હોય. આયરિયાણુ-આસાયણાએ—આચાર્યજીની આશાતના કરી હોય. ઉવજ્ઝાયાણુ-આસાયણાએ ઉપાધ્યાયની આશાતના કરી હોય સાહૂણુ આસાયણા-એ—સાધુની આશાતના કરી હોય સાહુણીણુ આસાયણાએ—સાધ્વી-ની આશાતના કરી હોય. સાવયાણુ આસાયણાએ—શ્રાવકની આશા-તના કરી હોય. સાવિયાણુ આસાયણાએ—શ્રાવિકાની આશાતના કરી હોય. દેવાણુ આસાયણાએ—ચાર જાતના દેવતાની શ્રદ્ધા ન આણી હોય. દેવીણુ આસાયણાએ-દેવતાની દેવીનું ભૂંડુ બોલી આશાતના કરી હોય. ઇહલોગસ્સઆસાયણાએ—આ લોક જે મનુષ્ય તિર્યંચના ભવ તેની નાસ્તિ કહી આશાતના કરી હોય. પરલોગસ્સઆસાયણાએ-પરલોક જે દેવતા નારકીના ભવ તેની નાસ્તિ કહી, આશાતના કરી હોય. કેવલીણુ આસાયણાએ-કેવળજ્ઞાનને વિષે શંકા આણી તેની આશાતના કરી હોય. કેવલીપન્નત્તસ્સધમ્મસ્સઆસાયણાએ-કેવળી પ્રરૂપિત ધર્મનું ભૂંડુ બોલી તેની આશાતના કરી હોય. સદેવમણુઆસુરસ્સ લોગસ્સ—આસાયણાએ-દેવતા અને મનુષ્ય સહિત જે લોક તેની શ્રદ્ધા ન આણી આશાતના કરી હોય સવ્વપાણ ભૂય, જીવ, સત્તાણુ આસાય-ણાએ-જીવ, જે પ્રાણ, ભૂત પણુ તથા સત્તા સહિત છે તેની શ્રદ્ધા ન આણી આશાતના કરી હોય. કાલસ્સઆસાયણાએ—ત્રણ કાળ નથી એમ

કહી આશાતના કરી હોય. **સુયસ્સઆસાયણાએ**—સૂત્ર સિદ્ધાંત વિષે શંકા લાવી આશાતના કરી હોય **સુયદેવયાએઆસાયણાએ**-સૂત્રદેવ જે તીર્થંકર તેની આશાતના કરી હોય **વાયણારિયસ્સઆસાયણાએ**-વાચણી આપનાર આચાર્યની આશાતના કરી હોય **જં વાઇદ્ધં**-સૂત્ર આઘા પાછાં ભણાયા હોય. **વચ્ચામેલિયં**-ઉપયોગ વિના વારંવાર સૂત્ર ભણાયેલ હોય **હીણક્ખર**-અક્ષર ઓછા બોલાણો હોય **અચ્ચક્ખરં**-અક્ષર અધિક બોલાણો હોય, **પયહીણં**-પદ ઓછુ બોલાણું હોય. **વિણયહીણં**-વિનયરહિત ભણ્યો હોય **જોગહીણં**-ધ્યાન રાખ્યા વિના ભણ્યો હોય **ઘોસહીણં**-શુદ્ધ ઉચ્ચાર વિના ભણ્યો હોય **સુટ્ઠુદિન્નં**-સારૂં જ્ઞાન અવિનીતને ભણાવ્યું હોય. **દુટ્ઠુપડિચ્છિયં**-પ્રમાદસહિત આળસે ભણ્યો હોય. **અકાલે કઓ સજ્ઝાઓ**-કવખતે સજઝાય કરી હોય. **કાલે ન કઓ સજ્ઝાઓ**-બરાબર વખતે સજ્ઝાય ન કરી હોય. **અસજ્ઝાઇએસજ્ઝાય**- અપવિત્ર સ્થાનકમાં સજઝાય કરી હોય **સજઝાઇએ ન સજ્ઝાયં**-સજઝાય કરવાને યોગ્ય સ્થાન છે તે સ્થાને સજઝાય ન કરી હોય. **તસ્સ મિચ્છા મિ દુક્કડં**-તે સર્વ ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

**આલોયણા**—એક બોલથી માંડીને તેત્રીશ બોલ સુધી જે કોઇ જાણવા જોગ જાણતા હશે, આદરવા જોગ આદરતા હશે છાંડવા જોગ છાંડતા હશે, સફળ જન્મ જીવિત કરતા હશે, મુકિતગામી, હળુકર્મી, સુલભ બોધી, ભવ્ય જીવ, સમતાવંત, ધીરજવંત લજ્જાવંત, ધ્યાનવંત, તેને ધન્ય છે, તેને સમય સમયની વંદણા હોજો મારે જીવે આજના દિવસ સંબંધી જાણવા જોગ જાણ્યા ન હોય, આદરવા જોગ આદર્યા ન હોય, છાંડવા જોગ છાંડયા ન હોય, સમકિત સહિત બાર વ્રત સલેખણા સહિત નવાણું અતિચાર, પાંચ આચાર સંબંધી એકસો ને વીશ દોષ અતિચાર સંબંધી, "૧" દ્રવ્યે ૨ પ્રમાદે ૩ અણાભોગે ૪ આતુરતાએ ૫ આપદાએ. ૬ શંકાએ ૭ સહસાકારે ૮ ભયે ૯ ઉપશમભાવે ૧૦ વિષમભાવે. એ દશ પડિસેવણાએ દોષ લાગ્યા હોય તે, સમકાએણું, ફાસિયં પાલિયં, તીરિયં, કીટ્ટિયં, સોહિયં, સામાઇયં, આરાહિયં, આણાએ અણુપાલિતા, ભવઇ. મન, વચન, કાયાએ, કરણ, કોટિ ભાગે કરી, કરણ કરાવણ અનુમોદવે કરી, ખંડન કરાવ્યો હોય, વિરાધના કરી હોય, દેશથી સર્વથી, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, વિરાધના કરી હોય, ઉત્સૂત્રે, ઉન્માર્ગે, અકલ્પે, અકરણીએ, દુષ્ટ ધ્યાને, દુષ્ટ ચિંતવણાએ, અણાચાર આચરવે, અણેષણિક ઇચ્છાએ,

વર્તું છું અણુપાલેમિ-વિશેષે પારૂં છું. ત-તે ધમ્મં-ધર્મ. સદ્દહતો-સદ્દહતો. પત્તિયંતો-પ્રતીતિ કરતો. રોયંતો-રૂચવતો ફાસંતો-સ્પર્શ કરતો. પાલંતો-પારતો અણુપાલંતો-વિશેષે પારતો. તસ્સ-તે ધમ્મસ્સ-ધર્મ કેવલીપન્નત્તસ્સ-કેવળીનો પ્રરૂપેલ તેને અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ-આરાધવાને હું ઉદ્યમવંત થયો છું. તત્પર થયો છું. વિરઓમિ-હું નિવર્તું છું વિરાહણાએ-તેની વિરાધના કરવાથી અસંજમં-અસંજમ-પાપ પરિયાણામિ- છાંડું છું. સંજમં-સંજમને ઉવસંપજ્જામિ-અંગીકાર કરૂં છું અબંભં-અબ્રહ્મચર્યને પરિયાણામિ-છાંડુ છુ બંભ-બ્રહ્મચર્યને. ઉવસંપજ્જામિ-અંગીકાર કરૂં છુ. અકપ્પં-લેવાનુ અયોગ્ય તે પરિયાણામિ-છાંડું છું. કપ્પં-લેવાનુ યોગ્ય તે. ઉવસંપજ્જામિ-અંગીકાર કરૂ છું. અન્નાણં-અજ્ઞાન, પરિયાણામિ-છાંડુ છુ. નાણ-જ્ઞાન. ઉવસંપજ્જામિ-અંગીકાર કરૂં છુ અકિરિયં-અક્રિય ( ખોટી કરણી ). પરિયાણામિ-છાડુ છું કિરિય-સુકૃત ઉવસંપજ્જામિ-અંગીકાર કરૂ છુ. મિચ્છત્ત-મિથ્યાત્વને. પરિયાણામિ-છાંડુ છું સમ્મત્તં-સમકિતને ઉવસપજ્જામિ-અંગીકાર કરૂં છું અબોહિં-દુર્બોધ. પરિયાણામિ-છાંડુ છુ બોહિ-સુબોધ ઉવસંપ્પજ્જામિ-અગીકાર કરૂ છુ અમગ્ગં-ઉન્માર્ગ. પરિયાણામિ-છાડુ છું મગ્ગં-મોક્ષ માર્ગ ઉવસંપજ્જામિ-અગીકાર કરૂ છું જં સંભરામિ-જે મને સાંભરે છે જં ચ ન સભરામિ-જે મને નથી સાભરતું જં પડિક્કમામિ-જેનુ પ્રાયશ્ચિત લીધુ છે. જં ચ ન પડિક્કમામિ-જેનું પ્રાયશ્ચિત ન લીધુ હોય તસ્સ-તે સવ્વસ્સ-સર્વ દેવસિયસ્સ-દિવસ સંબધી. કીધેલા-કહેલા અઇઆરસ્સ-અતિચાર પાપનાં. પડિક્કમામિ-પ્રાયશ્ચિત કરૂં છું. નિવારણ કરુ છું. સમણોહં-શ્રમણ છુ સજય-સજતિ છું વિરય-સંસારથી વિરકત થયો છું પડિહય-હણ્યાં છે-પચ્ચક્ખાય-બંધી કરીને પાવકમ્મો-પાપ કર્મને અનિયાણો-નિયાણા રહિત કરણીનુ ફળ માગી લેવુ નહિ દિટ્ઠિ-સમકિત દૃષ્ટિ. સંપન્નો-સહિત છે. માયા-કપટ મોસો-જૂઠાપણુ વિવજ્જિઓ-તજી દીધુ છે વર્જી દીધું છે અડ્ઢાઇજ્જેસુ-જે અઢી. દીવસમુદેસુ-દ્વીપ સમુદ્ર છે તેને વિષે પન્નરસ કમ્મભુમીસુ-પંદર કર્મભૂમિ ક્ષેત્રને વિષે જાવતિ-જેટલા કેઇ-કોઇ સાહૂ-સાધુ રયહરણ-રજોહરણ જેવી રજ કાઢી શકાય છે ગુચ્છગ-ગુચ્છો પડિગ્ગહ-પાત્રના. ધારા-ધરણહાર છે. રાખનાર છે. પચમહવ્વયધારા-

પાંચ મહાવ્રતના ધરનાર છે અઠ્ઠારસસહસ્સ–અઢાર હજાર, સીલગં-રથધારા–બ્રહ્મચર્યના શ્લોક રૂપી રથના ધારણ કરનાર છે અક્ખય આયારચરિત્તા–અક્ષય છે જેના આચાર અને ચારિત્ર. તે સવ્વે–તે સર્વને સિરસા–મસ્તક નમાડીને. મણસા–મને કરી મત્થએણ વંદામિ–મસ્તકે કરી નમું છું અતિચાર આલોવ્યા, પડિકમ્યા, નિંદ્યા, ગર્હ્યા, નિશલ્ય થયા, વિશેષે, વિશેષે અરિહંત સિદ્ધ, કેવળી, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી ગુર્વાદિકને ભુજો ભુજો કરી ખમાવું છું

ઇતિ શ્રમણસૂત્ર સમાપ્ત.

## પહેલા ખામણા

પહેલા ખામણા પંચમહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા તીર્થંકરદેવ બિરાજે છે તે જઘન્ય તીર્થંકર ૨૦ અને ઉત્કૃષ્ટા હોય તો ૧૬૦ તે સ્વામીના ગુણગ્રામ કરતાં જઘન્ય કર્મની કોડ ખપે ઉત્કૃષ્ટો રસ ઉપજે તો આ જીવ તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે તે વીશ સ્વામીનાં નામ કહું છું ૧ શ્રીસીમંધરસ્વામી, ૨ શ્રીજુગમંધરસ્વામી ૩ શ્રીબાહુસ્વામી, ૪ શ્રીસુબાહુસ્વામી, ૫ શ્રીસુજાતનાથસ્વામી, ૬ શ્રીસ્વયંપ્રભસ્વામી ૭ શ્રીૠષભાનનસ્વામી ૮ શ્રીઅનંતવીર્યસ્વામી, ૯ શ્રીસુરપ્રભસ્વામી ૧૦ શ્રીવિશાળપ્રભસ્વામી, ૧૧ શ્રીવજ્રધરસ્વામી, ૧૨ શ્રીચંદ્રાનનસ્વામી, ૧૩ શ્રીચંદ્રબાહુસ્વામી, ૧૪ શ્રી ભુજંગદેવસ્વામી, ૧૫ શ્રીઇશ્વરસ્વામી, ૧૬ શ્રીનેમપ્રભસ્વામી, ૧૭ શ્રીવીરસેનસ્વામી, ૧૮ શ્રીમહાભદ્રસ્વામી, ૧૯ શ્રીદેવજશસ્વામી, ૨૦ શ્રી અજિતસેનસ્વામી, તેમને મારી તમારી સમય સમયની વંદના હજો. તે સ્વામી કેવા છે? મારા તમારા મનની વાત જાણી દેખી રહ્યા છે, ઘટઘટની વાત જાણી દેખી રહ્યા છે, સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે, ચૌદ રાજ લોક હસ્તામલકવત્ જાણી દેખી રહ્યા છે, અનંત જ્ઞાન છે અનંત દર્શન છે, અનંત ચારિત્ર છે, અનંત તપ છે અનંત વીર્ય છે, અનંત વીર્ય છે, ખટ ગુણે કરી સહિત છે, ચોત્રીશ અતિશયે કરી બિરાજમાન છે, પાત્રીશ પ્રકારની સત્યવચન વાણી ગુણે કરી સહિત છે, એક હજારને અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહિત છે, અઢાર દોષ રહિત છે બાર ગુણે કરી સહિત છે ચાર કર્મ ઘનઘાતીયાં ક્ષય કર્યાં છે, બાકીનાં ચાર કર્મ પાતળાં પાડયા છે મુક્તિ જવાના કામી થકા વિચરે છે ભવ્યજીવના સંદેહ ભાંગે છે, સજોગી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળદર્શની,

યથાખ્યાત ચારિત્રના ધારણહાર છે, ક્ષાયક સમકિત, શુકલધ્યાન, શુકલ-લેશ્યા, શુભધ્યાન, શુભજોગ, ચોસઠ ઇંદ્રના પૂજનિક, વંદનિક, અર્ચનિક છે, પંડિતવાર્ય આદિ અનંત ગુણે કરી સહિત છે ધન્ય તે સ્વામી-નાથ ગામ, નગર, રાયહાણી, પુરપાટણ, એક ગામથી બીજે ગામ વિહાર કરતા હશે ત્યા જિનેદ્રદેવ રૂપી સૂર્ય આગળ ચાલે તે વાંસે ગણધર ચાલે, તે વાંસે શેષ સાધુ ચાલે, સ્વામી પગ ધરે ત્યા લાખ પાંખડીનું પદ્મ કમળ-ફૂલ થઇ આવે, પાછો પગ ઉપાડે ત્યારે વિસરાળ થઈ જાય, નદી-નાળાં આવે ત્યાં પાજ બધાઇ જાય, કાંટા સમે મુખે હોય તે ઉંધે મુખે થઇ જાય. સ્વામીજી હજારો ગાઉનો વિહાર કરી બાગ બગીચામાં વનપાળની આજ્ઞા લઇ સમોસરે, ત્યાંથી પચીશ પચીશ જોજનમાં માર નહિ, મરકી નહિ, સ્વચક્ર પરચક્રના ભય નહિ, સાત પ્રકારની ભીતિ માત્ર રહે નહિ, ઝાઝું મિથ્યાત્વ હોય ત્યા ત્રગડા ગઢની રચના થઇ આવે, રૂપાનો ગઢ ને સોનાના કાંગરા, સોનાનો ગઢ ને રત્નના કાંગરા, રત્નનો ગઢ અને મણિ-રત્નના કાગરાં, ચાર દિશાએ ચાર ચાર દરવાજા થઇ આવે, એક એક દરવાજે વીશ વીશ હજાર પગથિયાં થઇ આવે, સમોસરણને મધ્ય ભાગે સ્ફટિક રત્નનુ સિંહાસન થઇ આવે, બારગણુ અશોકવૃક્ષ થઇ આવે, અંબોડાને ઠેકાણે ભામંડળ થઇ આવે, ઉપર ચોવીસ જોડા ચામરના થઇ આવે, વનપાળ જઇ રાજાદિને વધામણી આપે, બાર પ્રકારની પ્રખદા વખાણ-વાણી સાભળે, સૌ સૌની ભાષામાં સૌ સમજી જાય, કોઇને શંકા ઉપજે નહિ ભવનપતિ અને તેની દેવી, વાણવ્યંતર અને તેની દેવી, જ્યોતિષી અને તેની દેવી, વૈમાનિક અને તેની દેવી, મનુષ્ય અને મનુષ્યણી, તિર્યંચ અને તિર્યંચણી એ બાર જાતની પ્રખદા વખાણવાણી સાંભળતાં કોઇ કોઇનુ વેર ઉલ્લસે નહિ ધન્ય તે મહારાજ, જયા દેશના દેતા થકા વિચરતા હશે ત્યા રાઇસર, તલવર, માડંબિઅ, કોડંબિઅ, શેઠ, સેનાપતિ, ગાથાપત્તિ, સ્વામીની દેશના સામળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અશનાદિક ચૌદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે, તેને ધન્ય છે. સ્વામીનાથ, તમે પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો, હું અપરાધી, દીનકિંકર, ગુણહીન, અહી બેઠો છું તમારા જ્ઞાન, દર્શન ચારિત્ર, તપ સંબંધી અવિનય આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન વચન કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છુ (તિક્ખુત્તાનો પાઠ ત્રણ વાર કહેવો).

---

## બીજા ખામણા.

બીજા ખામણા અનતા સિદ્ધ ભગવતને કરૂ છુ તે ભગવતના ગુણગ્રામ કરતાં જઘન્ય કર્મની ક્રોડ ખપે, ઉત્કૃષ્ટો રસ ઉપજે તો આ જીવ તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે

આ ચોવીશીનાં નામ કહુ છુ—૧ શ્રી ઋષભદેવ સ્વામી, ૨ શ્રી અજિતનાથસ્વામી ૩ શ્રી સંભવનાથસ્વામી, ૪ શ્રી અભિનંદન સ્વામી, ૫ શ્રી સુમતિનાથસ્વામી, ૬ શ્રી પદ્મપ્રભસ્વામી, ૭ શ્રી સુપાર્શ્વનાથસ્વામી, ૮ શ્રી ચંદ્રપ્રભસ્વામી, ૯ શ્રી સુવિધિનાથસ્વામી, ૧૦ શ્રી શીતળનાથસ્વામી, ૧૧ શ્રી શ્રેયાંસનાથસ્વામી ૧૨ શ્રી વાસુપૂજ્યસ્વામી, ૧૩ શ્રી વિમળનાથસ્વામી, ૧૪ શ્રી અનંતનાથસ્વામી, ૧૫ શ્રી ધર્મનાથસ્વામી, ૧૬ શ્રીશાંતિનાથસ્વામી, ૧૭ શ્રીકુંથુનાથસ્વામી, ૧૮ શ્રી અરનાથસ્વામી ૧૯ શ્રી મલ્લિનાથસ્વામી, ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામી, ૨૧ શ્રી નમિનાથસ્વામી, ૨૨ શ્રી નેમનાથસ્વામી, ૨૩ શ્રી પાર્શ્વનાથસ્વામી ૨૪ શ્રી મહાવીરસ્વામી, આ ચોવીશી, અનંત ચોવીશી ૫ંદર ભેદે સીઝી, બુઝી, આઠ કર્મ ક્ષય કરી મોક્ષ પધાર્યા છે આઠ કર્મ તે કયા ? ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર, ૮ અંતરાય. એ આઠ કર્મ ક્ષય કરી મુક્તિ શિલાએ પહોંચ્યા છે મુક્તિશિલા ક્યાં છે ? સમપૃથ્વીથી સાતસે નેવું જોજન ઊંચપણે તારામંડળ આવે. ત્યાંથી દશ જોજન ઊંચપણે સૂર્યનું વિમાન છે, ત્યાંથી એંશી જોજન ઊંચપણે ચંદ્રમાનું વિમાન છે, તે ઉપર ચાર જોજન ઊંચપણે નક્ષત્રના વિમાનછે, ત્યાંથી ચાર જોજન ઊંચપણે બુધનો તારો છે તે ઉપર ત્રણ જોજન ઊંચપણે શુક્રનો તારો છે તે ઉપર ત્રણ જોજન ઊંચપણે બૃહસ્પતિનો તારો છે ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે મંગળનો તારો છે ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે શનિશ્ચરનો તારો છે એમ નવસે જોજન લગી જ્યોતિષચક્ર છે. તે ઉપરાંત અસંખ્યાતા જોજન ક્રોડાક્રોડી ઊંચપણે પહેલો સુધર્મ નામે અને બીજો ઇશાન નામે દેવલોક છે એકેક અર્ધ ચંદ્રમાને આકારે છે બે મળી પૂર્ણચંદ્રમાને આકારે છે પહેલામાં બત્રીશ લાખ વિમાન છે બીજામાં અઠ્ઠાવીશ લાખ વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉપર ત્રીજો સનતકુમાર અને ચોથો માહેંદ્ર એ બે દેવલોક છે એકેક અર્ધચંદ્રમાને આકારે છે બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ત્રીજામાં બાર લાખ અને ચોથામાં આઠ લાખ વિમાન છે તે ઉપર અસંખ્યાતા જોજન ઉપર પાંચમો

બ્રહ્મલોક દેવલોક છે એકલો પૂર્ણચંદ્રમાને આકારે છે, તેમાં ચાર લાખ વિમાન છે. તેથી અસંખ્યાતા જોજન ઉપર છઠ્ઠો લાંતક દેવલોક છે. એકલો પૂર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં પચાસ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉપર સાતમો મહાશુક્ર દેવલોક છે એકલો પૂર્ણ-ચંદ્રમાને આકારે છે, તેમાં ચાલીસ હજાર વિમાન છે ત્યાંથી અસંખ્યાતા જોજન ઉપર આઠમો સહસ્સાર દેવલોક છે, એકલો પૂર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં છ હજાર વિમાન છે ત્યાંથી અસંખ્યાત જોજન ઉપર નવમો આણુત અને દશમો પ્રાણુત એ બે દેવલોક જોડાજોડ છે, એકેકો અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણચંદ્રમાને આકારે છે, બેમાં મળીને ચારસો વિમાન છે, ત્યાંથી અસંખ્યાતા જોજન ઉપર અગ્યારમો આરણુ અને બારમો અચ્યુય દેવલોક છે, એ બે જોડાજોડ છે, એકેકો અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે, બેમાં મળીને ત્રણસો વિમાન છે ત્યાથી અસંખ્યાતા જોજન ઊપર નવ ગ્રૈવેયક છે. તેના–નામ ભદ્દે, સુભદ્દે, સુજાએ, સુમાણસે, પિયદ્દસણે, સુદ્દંસણે, આમોહે, સુપડિબદ્ધે, જસોધરે, તેની ત્રણ ત્રિક છે તેમાં પહેલી ત્રિકમાં એકસો અગિયાર વિમાન છે, બીજી ત્રિકમા એકસો સાત વિમાન છે, અને ત્રીજી ત્રિકમાં એકસો વિમાન છે ત્યાથી અસંખ્યાતા જોજન ઊંચપણે પાંચ અનુત્તર વિમાન છે, તેનાં નામ–વિજય, વિજયંત, જયંત, અપરાજિત, સર્વાર્થસિદ્ધ તે સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજા થકી બાર જોજન ઊંચપણે મુક્તિશિલા છે તે મુક્તિશિલા કેવી છે? પિસ્તાલીસ લાખ જોજનની લાંબી પહોળી છે, મધ્યે આઠ જોજનની જાડી છે, ઊતરતા છેડે માંખીની પાંખથકી પાતળી છે, ઊજળી, ગોખીર, શંખ, ચંદ્ર, અંકરત્ન રૂપાનો પટ, મોતીના હાર, ખીરસાગરના પાણી-થકી પણ અધિક ઊજળી છે તે સિદ્ધશિલા ઉપર ઉંચપણે એક જોજન તેના છેલ્લા ગાઉના છઠ્ઠા ભાગને વિષે સિદ્ધભગવતજી બિરાજી રહ્યા છે. તે સ્વામી કેવા છે? અવર્ણે અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, અવિ-નાશી, ભૂખ નહિ, દુઃખ નહિ, રોગ નહિ, શોક નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણ નહિ, કાયા નહિ, કર્મ નહિ, અનંત અનંત સુખની લહેરમા બિરાજી રહ્યા છે. તમે સ્વામી ત્યાં બિરાજો છો, હું અહી બેઠો છુ. તમારા જ્ઞાન, દર્શન સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી જુજો જુજો કરી ખમાવુ છુ. (તિક્ખુત્તોનો પાઠ ત્રણ વખત કહેવો).

## ત્રીજા ખામણા.

ત્રીજા ખામણા પંચમહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બિરાજે છે, તે જઘન્ય બે ક્રોડ કેવળી ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી, તે સ્વામી કેવા છે? મારા તમારા મનની વાત જાણી દેખી રહ્યા છે, ઘરઘરની વાત જાણી દેખી રહ્યા છે, સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે, ચૌદ રાજલોક હસ્તામલકવત્ જાણી દેખી રહ્યા છે અનંત જ્ઞાન છે, અનંત દર્શન છે અનંત ચારિત્ર છે, અનંત તપ છે અનંત વીર્ય છે અનંત ધીરજ છે, ષટ્ ગુણે કરી સહિત છે, ચાર કર્મ ઘનઘાતી ક્ષય કર્યાં છે ચાર કર્મ પાતળા પાડયા છે, મુક્તિ જવાના કામી થકા વિચરે છે ભવ્ય જીવના સંદેહ ભાંગે છે સજોગી સશરીરી કેવળજ્ઞાની કેવળદર્શની છે યથાખ્યાત ચારિત્રના ધરણહાર છે, ક્ષાયક સમકિત શુકલધ્યાન, શુકલલેશ્યા, શુભધ્યાન, શુભજોગ પંડિતવીર્ય એ આદિ અનંત ગુણે કરી સહિત છે ધન્ય તે સ્વામી, ગામ, નગર રાજધાની જ્યાં જ્યાં સ્વામી દેશના દેતા થકા વિચરતા હશે ત્યાં રાજેશ્વર તલવર, માડંબિય, કોડંબિય શેઠ, સેનાપતિ સાથાપતિ, સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, અશનાદિક ચૌદ પ્રકારનું દાન દઈ કર પવિત્ર કરતા હશે, તેને ધન્ય છે, સ્વામીનાથ, તમે પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો, હું અપરાધી, દીન કીંકર ગુણહીન અહીં બેઠો છું તમારાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબંધી અવિનય, આશાતના અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી ભુજે ભુજે કરી ખમાવું છું (તિક્ખુત્તોનો પાઠ ત્રણવાર કહેવો.)

---

## ચોથા ખામણા.

ચોથા ખામણા ગણધરજી, આચાર્યજી ઉપાધ્યાયજીને કરૂં છું ગણધરજી બાવન ગુણે કરી સહિત છે આચાર્યજી છત્રીસ ગુણે કરી સહિત છે ઉપાધ્યાયજી પચીશ ગુણે કરી સહિત છે. મારા તમારા ધર્મગુરુ ધર્મ આચાર્ય ધર્મ ઉપદેશના દાતાર, મહાપુરુષ, પંડિતરાજ, મુનિરાજ ગીતાર્થ બહુસૂત્રી સૂત્રસિદ્ધાંતના પારગામી, તરણ તારણ, તારણીનાવસમાન સફરી જહાજ સમાન, કલ્પવૃક્ષ સમાન જિનશાસનના શણગાર ધર્મના નાયક, સંઘના મુખી સંઘના નાયક, એવી અનેક ઉપમાએ કરી બિરાજમાન પૂજ્યજી, સાહેબજી શ્રી ( જે હોય તેમનાં નામ બોલવાં )

.સ્વામી આદિ દઈને સાધુ--સાધ્વી આલોવી, પડિક્કમી, નિન્દી, નિ શલ્ય થઇ પ્રાયે, દેવગતિએ પધાર્યા છે, તેમનો ઘણો ઉપકાર છે આજ વર્તમાનકાળે, તરણ તારણ, તારણી નાવ સમાન, રત્નચિંતામણી સમાન, પાર્શ્વમણિ સમાન, જિનશાસનના શણગાર, સર્વે સાધુજીના ગુણે કરી બિરાજમાન પૂજ્યજી સાહેબજી શ્રી ( જે હોય તેમનાં નામ લેવાં ) . ...

... સ્વામી આદિ દઈ ને સાધુ સાધ્વી વિચરે છે સ્વામી કેવા છે? પંચ મહાવ્રતના પાલનહાર, પાંચ સમિતિએ અને ત્રણ ગુપ્તિએ સહિત, છકાયના પિયેર છકાયના નાથ, સાત ભયના ટાળણહાર, આઠ મદના ગાળણહાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાળણહાર, દશવિધ યતિધર્મના અજવાળિક છે, બાર ભેદે તપસ્યાના કરણહાર છે, સત્તર ભેદે સજમના ધરણહાર છે, બાવીસ પરીસહના જીતણહાર છે, સત્તાવીશ સાધુના ગુણે કરી સહિત છે, બેતાળીશ, સુડતાળીશ તથા છન્નુ દોષ રહિત આહાર પાણીના લેનાર છે, બાવન અનાચરણના ટાળણહાર છે, સચેતના ત્યાગી, અચેતના ભોગી, કચનકામિનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, સમતાના સાગર, દયાના આગર આદિ, અનેક ગુણે કરી સહિત છે ધન્ય મહારાજ! તમે ગામ, નગર, પુરપાટણને વિષે બિરાજો છો, હુ અપરાધી દીનકિકર ગુણહીન અહી બેઠો છુ, તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપસબધી અવિનય આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી ભુજો ભુજો કરી ખમાવુ છુ (તિક્ખુત્તોનો પાઠ ત્રણ વાર કહેવો)

. . .

## પાંચમા ખામણા.

પાંચમા ખામણા પાંચ ભરત, પાચ ઇરવત ને પાચ મહાવિદેહ, અઢીદ્વીપ ક્ષેત્રને વિષે જે સાધુ સાધ્વી બિરાજે છે તે જઘન્ય બે હજાર ક્રોડ સાધુ સાધ્વી, ઉત્કૃષ્ટા હોય તો નવ હજાર ક્રોડ સાધુ સાધ્વી, તેમને મારી સમય સમયની વદણા હોજો તે સ્વામી કેવા છે? પચમહાવ્રતના પાળણહાર છે પાચ સમિતિએ સમિતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છ કાયના પિયેર, છ કાયના નાથ, સાત ભયના ટાળણાર, આઠ મદના ગાળણહાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાળણહાર છે, દશવિધ યતિધર્મના અજવાલિક છે, બાર ભેદે તપસ્યાના કરણહાર છે સત્તર ભેદે સજમના ધરણહાર છે, બાવીશ પરીસહના જીતણહાર છે, સત્તાવીશ સાધુજીના ગુણે કરી સહિત છે, બેતાલીશ

મુહત્તાલીશ તથા છન્નું દોષ રહિત આહાર પાણીના લેનાર છે, બાવન અનાચરણના ટાળણહાર છે, સચિતના ત્યાગી, અચિતના ભોગી, કંચન કમિનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, સમતાના સાગર દયાના આગર, આદિ અનેક ગુણે કરી સહિત છે ધન્ય મહારાજ! તમે ગામ, નગર પુરપાટણને વિષે બિરાજો છો. હું અપરાધી દીનકિંકર, ગુણહીન આહી ઊંધી છુ તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છુ (સાધુને ખમાવવા) (વિહ્રણુચોનો પાઠ ત્રણ વાર કહેવો)

---

## છઠ્ઠા ખામણા

છઠ્ઠા ખામણા અઢીદ્વીપમાંહી સંખ્યાતા, અઢીદ્વીપ બહાર અસંખ્યાતા શ્રાવક, શ્રાવિકાને કરૂં છું તે શ્રાવકજી કેવા છે! કુંથી, તમથી, દાને શિયળે, તપે ભાવે, ગુણે કરી અધિક છે બે વખત આવશ્યક પ્રતિક્રમણના કરનાર છે. મહિનામાં છ પોષાના કરનાર છે સમકિત સહિત બાર વ્રતધારી, અગિયાર પડિમાના સેવણહાર છે જીવ અજીવ આદિ નવ તત્ત્વના જાણનાર છે, ત્રણ* મનોરથના ચિંતવનાર છે એકવીશ શ્રાવકને ગુણે કરી સહિત છે કુળા પાતળા જીવની દયાના જાણનાર છે, પરધન પથ્થર બરોબર લેખે છે પરસ્ત્રી માતા, બેન બરાબર લેખે છે દ્રઢધર્મી પ્રિયધર્મી, દેવતાના ડગાવ્યા ડગે નહિ એવા છે, ધર્મનો રંગ હાડહાડની મિંજાએ લાગ્યો છે એવા શ્રાવક, શ્રાવિકા, સંવર પોષા, પ્રતિક્રમણમાં બિરાજતાં હશે તેમને આજના દિવસ સંબંધી અવિનય આશાતના કરી હોય તો ભુજો ભુજો કરી ખમાવું છુ

સાધુ સાધ્વીને વાંદુ છું, શ્રાવક શ્રાવિકાને ખમાવું છુ સમકિતદૃષ્ટિ જીવને ખમાવું છું, ઉપકારી બાઇ ભાઇને ખમાવું છુ ચોરાશી લક્ષ જીવાજોનિના જીવને ખમાવું છુ, સાત લાખ પૃથ્વીકાય સાત લાખ અપકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેઇંદ્રિય, બે લાખ ચૌરેંદ્રિય, ચાર લાખ નારકી, ચાર લાખ દેવતા, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય ચૌદ લાખ મનુષ્યની જાતિ, એ ચોરાશી લક્ષ જીવાજોનિના જીવને હાલતાં

---

*ક્યારે પરિગ્રહ છાંડીશ. ૨ ક્યારે દીક્ષા લઇશ ક્યારે સંથારો કરીશ.

ચાલતાં, ઊઠતાં, બેસતાં, જાણતાં, અજાણતાં, હણ્યા હોય, હણાવ્યા હોય, છેદ્યા હોય, ભેદ્યા હોય, પરિતાપના. કિલામના ઉપજાવી હોય તો અનંતા સિદ્ધ કેવળીની સાખે મિચ્છા મિ દુક્કડં

**ખામેમિ**–ખમાવું છુ. **સવ્વે જીવ્વા**–સર્વ જીવને. **સવ્વે જીવા વિ**–સર્વ જીવ. **ખમંતુ મે**–મારો અપરાધ ક્ષમા કરજો **મિત્તિ**–મિત્રાઇ છે **મે**–મારે. **સવ્વ ભૂએસુ**–સર્વ જીવ સાથે **વેરં**–વેર–દુશ્મનાઇ. **મજઝં**–મારે. **ન કેણઇ**–કોઇ સાથે નથી **એવમહં**–એ પ્રકારે હું. **આલોઇયં**–કહું છું. **નિંદિયં**–નિંદા કરૂં છું. ખોટું કીધું તેની **ગરહિય**–ગરહા કરૂ છું **દુગંછિયં**–ખોટુ કીધુ એમ કહુ છું. **સવં**–સર્વ પાપ, **તિવિહેણું**–ત્રણ પ્રકારે મન વચન કાયાએ કરી. **પડિકકંતો**–પ્રાયશ્ચિત કરૂ છુ. **વંદામિ**–નમસ્કાર કરૂં છું **જિણુ–ચઉવીસં**–ચોવીશ જિન–તીર્થંકરને

ઇતિ અતિચાર આલોવ્યા પડિક્કમ્યા, નિંદ્યા, નિ:શલ્ય થયા, વિશેષે વિશેષે અરિહંત, સિદ્ધ, કેવળી, ગણધર, આચાર્યજી, સાધુ, સાધ્વી, ગુરુ આદિને ભુજો ભુજો કરી ખમાવ્યા છે.

(આ ઠેકાણે "ઇચ્છામિ ખમાસમણો" બે વખત પૂરૂં કહેવુ).

એમ દિવસ, રાત, પખ્ખી, ચૌમાસી અને સંવત્સરી સંબંધી, મૂલગુણ, ઉત્તરગુણ, દ્રવ્યે, ભાવે, નિશ્ચયે, વ્યવહારે, સામાન્યપણે વિશેષપણે, રમણપણે, ઓછું, અધિક, વિપરીત સ્થાપ્યુ હોય, માન્યું હોય, પ્રરૂપ્યુ હોય, અજાણપણે, સંશયપણે, અવર્તીપણે, ઓઘસંજ્ઞાએ ગાડરીઆ પ્રવાહપણે, અણસમજણપણે, આચર્યું હોય, ઇચ્છા, વાછા, મૂર્છાભાવે જે શુભ અને શુદ્ધ આચરણ–કરણી અસાર કરી હોય, તુચ્છ કરી હોય, ગુમાવી હોય, સંસાર–વૃદ્ધિ કારણે જીવને જોડયા હોય, તે મારા પૂર્વના આકર્ષણ સુદ્ધાંત, મારા સર્વે પાપ ફળરૂપ સાવદ્ય મિથ્યા-નિષ્ફળ હોજો, એવી રીતે દિવસ અને રાત સંબંધી અતિચારના દોષ પડિક્કમણ કરીને, આલોયણ, નિંદણ કરીને પૂજનિક, અર્ચનિક, વંદનિક, જીવને ભકિતસહિત વંદણા કરીને, સર્વ પ્રાણ, જીવ, ભૂતને ખમત ખામણા કરીને, ચિત્ત ઉપશાંત કરીને, વિરુદ્ધ ભાવ મટાડીને, નિજભાવ ઋદ્ધિ સંભાળીને, અસત્યપણુ, ભ્રાંતિપણુ, ડોલપણુ, ભેળસેળપણુ, નિરાકરણ કરીને મૂળગુણ, ઉત્તરગુણના પચ્ચક્ખાણની તજવીજ કરીને, વ્રતનાં છિદ્રો રોકીને, આશ્રવ રૂંધીને, કષાયપણું ટાળીને, વિશુદ્ધપણુ કરવાને હવે શરીરની મમતા કાઇક ત્યાગ કરવારૂપ, કાઇક વોસિરાવવારૂપ, પાંચે આવશ્યક

અતિચાર વિશુદ્ધ નિમિત્તે અશરીરી, અજોગી પદ આત્માનું સંભારીને દેહ મૂર્છા ત્યાગ કરવારૂપ, પ્રાયશ્ચિત વ્યવહારરૂપ પાંચમો આવશ્યક કરવો.

સામયિક ૧ ચઉવીસત્થો [લોગસ્સ] ૨, વંદણા ૩, પડિક્કમણું ૪, એ ચાર આવશ્યક પૂરા થયા ને પાંચમા આવશ્યકની આજ્ઞા લેવી.

---

## પાંચમો આવશ્યક

દેવસી-દિવસ સંબંધી. પાયચ્છિત-પાપ. વિશુદ્ધનાર્થ-વિશુદ્ધ કરવા માટે. કરેમિ-હું કરૂં છું. કાઉસ્સગ્ગ-સ્થિર થવા રાખવાનું

(આ ઠેકાણે નવકાર, કરેમિ ભંતે, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ તથા તસ્સઉત્તરિના પાઠ કહીને ચાર લોગસ્સનો અથવા ધર્મ ધ્યાનનો કાઉસ્સગ્ગ નિત્ય પ્રત્યે કરવો. પાખી પડિક્કમણે આઠ લોગસ્સનો ચઉમાસી પડિક્કમણે બાર લોગસ્સનો અને સંવત્સરી પડિક્કમણે વીસ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો અને એક નવકાર કહી કાઉસ્સગ્ગ પારવો. પછી (લોગસ્સ એક સંપૂર્ણ બોલવો.)

( આ ઠેકાણે ઇચ્છામિ ખમાસમણો બે વખત કહેવું )

સામાયિક ૧ ચઉવીસત્થો ૨, વંદણા ૩ પડિક્કમણું ૪, કાઉસ્સગ્ગ ૫, એ પાંચ આવશ્યક પૂરા થયા એ પાંચ આવશ્યક ચાર તીર્થને અવશ્યમેવ કરવા રૂપ અતીત કાળનું કૃત્ય, આલોવી પડિક્કમી નિંદી, ગરહિ કરી, વર્તમાનકાળનો આશ્રવ રૂંધી, સંવર કરીને, હવે આગામી કાળસંબંધી અનાદિ કાળનો આહાર લેવા રૂપ આત્માને પુદ્ગલ મૂર્છા, સંજ્ઞા, અભિલાષા વળી છે, તે મોટું કર્મ છે અને અણાહારી, નિરાશી, નિરાશંસી, નિર્વાંછકી નિરાશ્રવી નિઃસંગીવૈ, નિર્મળ, નિષ્કલંક અકળ, અગમ્ય અગોચર, અબાધ સુખમયપણું આત્માનું આવરણ, તેને નિવારણ કરવા સાધન કરણરૂપ, પચ્ચક્ખાણ યથાશક્તિ, ચઉવિહ આહાર ત્યાગરૂપ, પચ્ચક્ખાણ કરવારૂપ છઠ્ઠો આવશ્યક કરવો

---

## છઠ્ઠો આવશ્યક

ધારણા પ્રમાણે ચઉવ્વિહારનો પચ્ચક્ખાણ કરવો, તે નીચે મુજબ ચઉવ્વિહં પિઆહાર-ચાર પ્રકારના આહાર. અસણં-અન્ન, પાણં-

પાણી **ખાઈમં**-મેવાદિ, **સાઈમં**-મુખવાસ **અન્નથાણાભોગેણું**-અજાણતાં મુખમા કાંઇ વસ્તુ ઘલાઇ જાય તેની માફી, **સહસાગારેણું**-ખળાત્કારે મોઢામા કાંઇ નાખે તેની માફી. **વોસિરામિ**-તજુ છું.

સામાયિક ૧, ચઉવીસત્થો ૨, વંદના ૩, પડિક્કમણું ૪, કાઉસ્સગ્ગ ૫, ને પચ્ચક્ખાણુ ૬, તેને વિષે વીતરાગદેવની આજ્ઞામાં કાનો, માત્ર, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછુ, અધિક વિપરીત કહેવાણુ હોય ને જાણતાં અજાણતાં કાઇ દોષ લાગ્યો હોય તો મિચ્છા મિ દુક્કડં.

મિથ્યાત્વનુ પડિક્કમણુ, અવ્રતનુ પડિક્કમણું, કષાયનું પડિક્કમણું, પ્રમાદનુ પડિક્કમણું, અશુભજોગનુ પડિકકમણું, ખ્યાશી બોલનુ પડિક્કમણુ એ પ્રતિક્રમણ વિષે અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણુતા અજાણુતા કાંઇ દોષ લાગ્યો હોય તો મિચ્છા મિ દુકકડં.

ગયા કાળનું પડિકકમણું, વર્તમાનકાળનો સંવર, આવતા કાળના પચ્ચક્ખાણુ, કરેમિ મંગલ, મહામંગલં, થયથૂઇમંગલ, અહી ત્રણ નમોત્થુણં કહેવાં

---

## પ્રતિક્રમણમાં લાગતા દોષના ૧૨૪ પ્રકાર.

નવાણું અતિચારમાંથી જ્ઞાનના ૧૪ અતિચાર વર્જીને બાકીના ૮૫ રહ્યા તે તથા જ્ઞાનના ૮ આચાર તે-૧ બત્રીશ અસજ્ઝાય ટાળી વખતસર ભણવું, ૨ વિનય સહિત ભણવું, ૩ જ્ઞાનનો સત્કાર કરી ભણવું, ૪ ઉપધાન સહિત ભણવું, (સૂત્ર ભણવાને માટે જે જે તપ કરવું કહ્યું છે તે તે કરીને) ૫ ઉપકારીનો ગુણ ભૂલવો નહિ, ૬ શુદ્ધ ઉચ્ચાર સહિત ભણવુ ૭ અર્થ સહિત ભણવુ, ૮ પાઠ, અર્થ વગેરે શુદ્ધ ભણવું તથા સમકિતના ૮ આચાર તે-૧ જૈનમતને વિષે શંકા ન રાખવી, ૨ અન્યમતની વાચ્છના ન કરવી, ૩ કરણીના ફળનો સંદેહ ન રાખવો. ૪ અન્યમતનો આડંબર દેખી મુંઝાવુ નહિ, ૫ ઉપકારીના ગુણ દીપાવવા, ૬ સમકિતથી પડતા જીવને સ્થિર કરવા, ૭ ચારે તીર્થનો વાત્સલ્યતા કરવી, ૮ જૈનમાર્ગનો મહિમા નિરવદ્યપણે પ્રકાશવો તથા ચારિત્રના ૮ આચાર, તે ૩ ગુપ્તિ અને ૫ સમિતિ એટલે ૧૦૯ તથા બાર અવ્રત તે-૫ મહાવ્રત, ૫ ઇંદ્રિય, ૧ રાત્રીભોજન,

૨ મન, એ બાર તથા વીર્યના ૩ આચાર તે ૧ ધર્મકાર્યમા બળ ગોપવવું નહિ ૨ ધર્મકાર્ય ઉપયોગ સહિત કરવું, ૩ યથાશક્તિ ક્રિયા, અનુષ્ઠાન કરવું એ મળી કુલ ૧૨૪ પ્રકાર થયા.

---

## આવશ્યક (પ્રતિક્રમણ) વિષે ખુલાસો.

ખરી રીતે જોતાં વીતરાગભાષિત ધર્મ તેનું મૂળ અને તેનો મોટો આધાર આવશ્યક સૂત્ર ઉપર રહેલ છે આવશ્યક સૂત્ર વિષે અનેક જુદા જુદા મત મતાંતર છે કોઈ કહે છે કે આવશ્યક મૂળ સંપૂર્ણ છે અને કોઈ કહે છે કે વિચ્છેદ ગયું છે પણ તેના કરતાં વધુ જુદી વાત છે આજ વીતરાગભાષિત મૂળ આવશ્યક સંપૂર્ણ નથી, કારણ કે ચોરાશી ગચ્છના આવશ્યક જુદા જુદા છે જો મૂળ સંપૂર્ણ હોત તો બધા ગચ્છનું એક સરખું હોત, તેમ નથી, તેથી નક્કી થાય છે કે મૂળ સંપૂર્ણ નથી પણ થોડું ઘણું હાલ જે પ્રવર્તે છે તે સૂત્રાનુસારે પાંચમા આરાના છેડા સુધી રહેવાનું છે

સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાને—આવશ્યક—અવશ્યકરીને કરવાનો નિત્ય નિયમ છે તેથી આવશ્યક સૂત્ર વિચ્છેદ ગયાનું જેઓ કહે છે તે કોઈ પણ રીતે ખરૂં નથી.

જે આવશ્યક સૂત્ર પોતપોતાના ગચ્છમા જુદી જુદી રીતે પ્રવર્તે તે તેનું કારણ કે આવશ્યક સંપૂર્ણ રહ્યું નથી, તેમ સર્વથા વિચ્છેદ ગયું નથી. પણ ત્રુટક થઈ ગયેલ છે તેથી સૌ સૌએ પોતાના બુદ્ધિબળથી જોઈએ તેટલું નવું વધારી મિશ્રણ કરેલ છે

આવશ્યક સૂત્રનું નામ અનુયોગદ્વાર અને નંદીસૂત્રમા છે અને તે આનિશ્ચિત છે કાલિક કે ઉત્કાલિક નથી આવશ્યકનું બીજું નામ પ્રતિક્રમણ છે કારણ કે ચોથા અધ્યયનનું નામ પ્રતિક્રમણ છે અને સૂત્રમાં ઘણે ઠેકાણે સપડિક્કમણં ધમ્મં, ઉભઓ કાલં પડિક્કમણં, વિહરઈ આ પાઠ છે એ રીતે આવશ્યકનું બીજું નામ પ્રતિક્રમણ છે.

શ્રી પ્રતિક્રમણ સૂત્ર સમાપ્ત.

---

## ધર્મ-ધ્યાનનો કાઉસ્સગ્ગ.

**સેકિતં**-શું તે, **ધમ્મેજ્ઝાણે**-ધર્મધ્યાન? **ધમ્મેજ્ઝાણે**-ધર્મ-ધ્યાન **ચઉવિહે**-ચાર જાતના **ચઉપ્પડીયારે**-ચાર ચાર પડભેદ છે. **પન્નત્તે**-પરૂપ્યા **તજહા**-તે આ પ્રમાણે **આણા વિજયે**-આજ્ઞાનો વિચાર કરવો **આવાય વિજયે**-દુઃખનો વિચાર કરવો **વિવાગ વિજયે**-સુખ ને દુખ શાથી ભોગવે છે તેનો વિચાર કરવો. **સઠાણ વિજયે**-લોકના આકારનો વિચાર કરવો **ધમ્મસ્સણ ઝાણસ્સ**-ધર્મ ધ્યાનના **ચત્તારિ લક્ખણા**-ચાર લક્ષણ, **પન્નતા તજહા**-આ પ્રમાણે કહ્યા. **આણારૂઈ**-ધર્મ આજ્ઞાની રૂચિ **નિસગ્ગરૂઈ**-વીતરાગ દેવે પરૂપ્યુ તેના ઉપર શ્રદ્ધા આણવાની રૂચિ **ઉવએસરૂઇ**-ઉપદેશની રૂચિ **સુત્તરૂઇ**-સૂત્ર સિદ્ધાંતની રૂચિ **ધમ્મસ્સણ ઝાણસ્સ**-ધર્મ ધ્યાનના. **ચત્તારિ આલંબણા**-ચાર પ્રકારના આધાર **પન્નતા તજહા**-તે આ પ્રમાણે કહ્યા **વાયણા**-વાંચવુ. **પુચ્છણા**-પૂછવુ **પરિયટ્ટણા**-શીખેલુ સભાળવું **ધમ્મકહા**-ધર્મકથા કરવી. **ધમ્મસ્સણ-ઝાણસ્સ**-ધર્મ ધ્યાનના **ચત્તારિ આણુપ્પેહા**-ચાર પ્રકારનો વિચાર **પન્નત્તા તજહા**-તે આ પ્રમાણે કહ્યા **એગચ્ચાણુપ્પેહા**-એકલાપણાનો વિચાર જીવ એકલો આવ્યો ને એકલો જશે તેને વિચાર કરવો **અણિચ્ચાણુપ્પેહા**-અનિત્ય-પણાનો વિચાર કરવો સસાર અનિત્ય છે. કોઇ કોઇનુ નથી એવો વિચાર **અસરણાણુપ્પેહા**-અશરણપણાનો વિચાર સસારમા કોઇ કોઇને ત્રાણ-શરણ નથી એવો વિચાર કરવો **સસારાણુપ્પેહા**-સસાર વિષે વિચાર, સસાર કેવો અસ્થિર છે તે વિષે વિચાર કરવો તે

એ ધમધ્યાનનો સૂત્રપાઠ કહ્યો હવે તેનો અર્થ કહે છે.

ધર્મધ્યાનના પહેલા ચાર ભેદ-૧ આણાવિજયે, ૨ આવાયવિજયે, ૩ વિવાગવિજયે, ૪ સઠાણવિજયે

પહેલો ભેદ-આણાવિજયે, કહેતા વીતરાગ દેવની આજ્ઞાનો વિચાર ચિતવવો તે વીતરાગદેવની આજ્ઞા એવી છે કે સમકિત સહિત શ્રાવકનાં બાર વ્રત અને અગિયાર પડિમા તથા સાધુના પચ મહાવ્રત ને બાર ભિક્ખુની પડિમા, શુભધ્યાન, શુભજોગ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, છકાય જીવની રક્ષા એ વીતરાગની આજ્ઞા આરાધવી, તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો, ચતુર્વિધ તીર્થના ગુણ કીર્તન કરવા, એ ધર્મ-ધ્યાનનો પહેલો ભેદ કહ્યો.

બીજો ભેદ—અપાયવિજયે કહેતાં, જીવ સંસારમાં દુઃખ શાથી ભોગવે છે, તેનો વિચાર ચિંતવવો. તેનો વિચાર એ કે મિથ્યાત્વ અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ જોગ, અઢાર પાપસ્થાનક છકાય જીવની હિંસા, એથી જીવ દુઃખ પામે છે, એવું દુઃખનું કારણ જાણી, એવો આશ્રવ માર્ગ છાંડી, સંવર માર્ગ આદરવો જેથી જીવ દુઃખ ન પામે, એ ધર્મધ્યાનનો બીજો ભેદ કહ્યો.

ત્રીજો ભેદ—વિવાગવિજયે કહેતાં જીવ જે સુખ દુઃખ ભોગવે છે તે શા થકી ? તેનો વિચાર ચિંતવવો તેનો વિચાર એ કે જીવે જેવે રસે કરી પૂર્વે જેવાં શુભાશુભ જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મ ઉપાર્જ્યાં છે તે શુભાશુભ કર્મના ઉદયથી જીવે તે પ્રમાણે સુખ દુઃખ અનુભવે છે તે અનુભવતા થકા કોઈ ઉપર રાગ-દ્વેષ ન આણીએ, સમતાભાવ આણી, મન, વચન, કાયાના શુભ જોગ સહિત, જૈનધર્મને વિષે પ્રવર્તીએ જેથી નિરાબાધ પરમ સુખને પામીએ, એ ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહ્યો.

ચોથો ભેદ-સંઠાણવિજયે કહેતાં ત્રણ લોકના આકારનું સ્વરૂપ સુપ્રઈઠીકને આકારે છે લોક જીવ અજીવે કરી સંપૂર્ણ ભર્યો છે અસંખ્યાતા જોજનની કોડાકોડ તિર્છાલોક છે, ત્યાં અસંખ્યાતા દ્વીપ સમુદ્ર છે, તથા અસંખ્યાતા વાણવ્યંતરનાં નગર છે તથા અસંખ્યાતા જ્યોતિષીનાં વિમાન છે તથા અસંખ્યાતી રાજધાની છે, તેને મધ્યભાગે અઢી દ્વીપ છે તેમાં જઘન્ય તીર્થંકર વીશ ઉત્કૃષ્ટા એકસો સાઠ અથવા એકસો સીત્તેર હોય તથા જઘન્ય બે ક્રોડ ને ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી હોય તથા જઘન્ય બે હજાર ક્રોડ ને ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ સાધ્વી હોય તેમને 'તિક્ખુત્તો' આયાહિણં પયાહિણં વંદામિ, નમંસામિ સક્કારેમિ સમ્માણેમિ, કલ્લાણં મંગલં, દેવયં, ચેઇયં પજ્જુવાસામિ, તથા તિર્છાલોકમાંહિ અસંખ્યાતા શ્રાવક શ્રાવિકા છે, તેમના ગુણગ્રામ કરવા તે તિર્છાલોકથકી અસંખ્યાતા ગુણો અધિક ઉર્ધ્વલોક છે, ત્યાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન છે, તે સર્વમાં મળી ચોરાશી લાખ, સત્તાણું હજાર, ત્રેવીશ વિમાન છે તથા તે ઉપર સિદ્ધશિલા છે. ત્યાં થી સિદ્ધ ભગવંતજી નિરંજન નિરાકાર બિરાજે છે, તેને તિક્ખુત્તોથી લઈ પજ્જુવાસામિ સુધી કહેવું તે ઉર્ધ્વલોક થકી કાંઇક વિશેષ અધિક અધોલોક છે ત્યાં સાત નરકના ચોરાશી લાખ નરકાવાસ છે, સાત ક્રોડ બહોંતેર લાખ ભવનપતિનાં ભવન છે, એવા ત્રણ લોકના સર્વ સ્થાનક સમકિત કરણી વિના સર્વ જીવે અનંતી અનંતી વાર જન્મ મરણે કરી

ફરસી મૂકયાં છે. એમ જાણી સમકિતસહિત શ્રુત અને ચારિત્ર ધર્મની આરાધના કરવી. જેથી અજર અમર નિરાબાધ પરમ સુખને પામીએ. એ ધર્મધ્યાનનો ચોથો ભેદ કહ્યો ઇતિ ધર્મધ્યાનનો કાઉસ્સગ્ગ સંપૂર્ણ



## દશમું વ્રત તથા અગિયારમુ વ્રત આદરવાની વિધિ.

જેને દશમુ વ્રત તથા અગિયારમું વ્રત આદરવું હોય તેણે પ્રથમ વસ્ત્ર તથા રજોહરણ તથા ગુચ્છાનુ પડિલેહણ કરવું, પછી નવકારથી તસ્સઉત્તરીના પાઠ સુધી ભણીને ઇરિયાવહિનો કાઉસ્સગ્ગ કરવો, પછી લોગસ્સ કહીને ગુર્વાદિકને વંદણા કરવી પછી ગુરુને કહેવું કે મને ૧૦ મુ વ્રત અથવા પોષો કરાવો ત્યારે ગુરુ વ્રત અદરાવે, જો ગુરુનો જોગ ન હોય તો પોતાની મેળે પચ્ચક્ખે, પછી ત્રણ નમોત્થુણં ગણવા.

જેણે સામાયિક અથવા દેશાવકાશિક કે પૌષધવ્રત કર્યું હોય ને તેમા લઘુનીત તથા વડીનીત કરવાનુ કારણ પડે ત્યારે પરઠવવા જાતાં બારણામા "આવસ્સહિ" કહેવું પછી જઇને જોવું અને શક્રેંદ્રની આજ્ઞા માગવી પછી જોઇને "અણુજાણહ" કહીને જતનાએ પરઠવવું. પરઠવીને "વોસિરેહ, વોસિરેહ" કહેવુ વળતા બારણામા "નિસીહિ" કહેવું. પછી તેની ઇરિયાવહિયા પડિક્કમવી

એ ત્રણે વ્રતમા નિદ્રા કરી હોય તો તેના નિવારણ કારણે ૪ લોગસ્સ ને ઇચ્છામિ પડિકકમિઉ પગામ સિજ્જાએ ઇત્યાદિક પ્રથમ શ્રમણ સૂત્રનો કાઉસ્સગ્ગ કરવો

દશમું તથા અગિયારમુ વ્રત લીધુ હોય તેને પારવાની વિધિ- પ્રથમ ઇરિયાવહિયા કરવી પછી જે વ્રત લીધુ, તેના અતિચાર કહેવા શેષ વિધિ સામાયિક પારવાની રીતે જાણવી ઇતિ



## પોષાના અઢાર દોષ.

નીચે લખ્યા અઢાર દોષ ટાળી પૌષધવ્રત કરવું

પોષો કરવાને આગલે દિવસે-૧ શરીરની શોભા સારૂ હજામત કરાવવી નહી, નખ ઉતરાવવા નહિ અને નાહવુ નહી. ૨ બ્રહ્મચર્યવ્રત પારવું ૩ સરસ આહાર કરવો નહી ૪ વસ્ત્ર ધોવરાવવા નહીં.

૫ આભૂષણ પહેરવા નહી, ૬ વધારે પડતું ખાવું નહી અને ૬ આગલે દિવસે ટાળવા. ૭ અવ્રતીની વૈયાવચ્ચ કરવી નહી ૮ શરીરની શુશ્રૂષા કરવી નહી ૯ મેલ ઉતારવો નહીં ૧૦ ઘણી નિદ્રા કરવી નહી ૧૧ પૂછ્યા વગર ખાવું નહી ૧૨ ચાર વિકથા કરવી નહી ૧૩ પરનિંદા કરવી નહી ૧૪ સંસારી બાબતની ચર્ચા કરવી નહી ૧૫ નાચગાયન નીરખવાં નહી ૧૬ સંસારની વાતો કરવી નહી ૧૭ ખુલ્લે મોઢે બોલવું નહી ૧૮ ભય ઉપજાવવો નહી ઈતિ.



## શ્રાવકનાં દશ પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન)

(૧) **નમોક્કારસહિયં*** (સૂર્ય ઉગ્યા પછી બે ઘડી વીતે ત્યાં સુધી) **પચ્ચક્ખામિ** (પચ્ચક્ખાણ કરૂં છું) **ચઉવ્વિહં પિ આહારં** (ચાર પ્રકારના અને બીજા આહાર તે) **અસણં** (અન્ન) **પાણં** (પાણી) **ખાઇમં** (મેવો વગેરે) **સાઇમં** (મુખવાસ) **અન્નત્થણાભોગેણં** (અજાણપણે ભોગવાય તેનો તથા) **સહસાગારેણં** (બળાત્કારે કોઈ મુખમાં વસ્તુ ઘાલી દે તેનો આગાર રાખીને) **વોસિરામિ** (પરિત્યાગ કરૂં છું)

(૨) **પોરિસી** (સૂર્ય ઉગ્યા પછી એક પહોર સુધી) **પચ્ચક્ખામિ ચઉવ્વિહં પિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં** (સર્વ પ્રકારે અસમાધિ થવાથી ઓસડવેસડ કરવું પડે તેનો આગાર રાખું છું) **પચ્છન્નકાલેણં** (મેઘ અથવા રજથી સૂર્ય ઢંકાઈ જતા વખતની ખબર ન પડે તેનો પણ આગાર રાખી) **વોસિરામિ.**

(૩) **સાઢ પોરિસી કે પુરિમડ્ઢ** (સૂર્ય ઉગ્યા પછી દોઢ કે બે પહોર સુધી) **પચ્ચક્ખામિ ચઉવ્વિહં પિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં વોસિરામિ.**

---

*જેટલા અક્ષર જાડા છે તે પાઠ તરીકે બોલવાના છે અને (કૌંસમાં) પાતળા અક્ષર છે તે જાડા અક્ષરનો અર્થ છે તે માત્ર સમજવા માટે છે.

(૪) **એગાસણું**–દિવસમા એકવાર જમી રાત્રે ચઉવ્વિહારનાં પચ્ચક્ખાણ કરવા તે) **એકાસણા ઉપરાંત દુવિહં પિ આહારં પચ્ચક્ખામિ અસણું, ખાઇમ અન્નત્થાણાભોગેણું સહસાગારેણં ગુરુ અબ્ભુટ્ઠાણેણં** (ગુરુ પધારે તો ઉભા થવાનો આગાર રાખીને તથા) **આઉટણપસારેણં** (અંગ ઉપાંગ લાંબુ ટૂંકું કરવુ હોય તેનો અને) **સવ્વસમાહિવત્તિયાગારેણં** (અસમાધિને લીધે ઓસડ વેસડ કરવુ પડે તેનો આગાર રાખીને) **વોસિરામિ**

(૫) **એગઠાણું**–(એક સ્થાને બેસી અગ ઉપાગ હલાવ્યા વગર જ દિવસમા એક વાર જમી ચઉવ્વિહાર કરી ઊઠવુ તે) **ઉપરાંત ચઉવ્વિહં પિ આહાર પચ્ચક્ખામિ અસણં પાણં ખાઇમ સાઇમં અન્નત્થાણાભોગેણં સહસાગારેણં ગુરુ અબ્ભુટ્ઠાણેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં વોસિરામિ.**

(૬) નિવિગઇવિહ–(દિવસમા એક વાર વિગય વિના જમી રાત્રે ચઉવ્વિહારના પચ્ચક્ખાણ કરવા તે) **પચ્ચક્ખામિ તે ઉપરાંત ચઉવ્વિહં પિ આહારં અસણં પાણં ખાઇમ સાઇમં અન્નત્થાણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં**– (લેપ રહિત નહિ એવી વસ્તુનો તથા) **ઉક્ખિત્તવિવેગેણં** રોટલી વિગેરે ઉપરથી ઠરેલુ ઘી મૂકેલુ હોય તો ઉપાડી લીધેલી રોટલી આવી જાય તો તેનો તથા **પડુચ્ચમક્ખિએણં** (ઘૃતાદિકમાં પોળી પ્રમુખ કરેલી હોય અથવા અન્નાદિકમા ઘૃતાદિકના છાટા પડયા હોય તે અજાણતા આવી જાય તો તેનો આગાર રાખીને)**સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ**

(૭) **આયબિલ વિહં**–(વિગય રહિત–સ્વાદ વિનાનો લૂખો આહાર દિવસમા એકવાર જમીને રાત્રે ચઉવ્વિહારના પચ્ચક્ખાણ કરવા તે) **પચ્ચક્ખામિ ચઉવ્વિહં પિ આહારં અસણં પાણં ખાઇમ સાઇમ અન્નત્થાણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ઉક્ખિત્ત વિવેગેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.**

(૮) **દિવસચરિમ**–(સૂર્ય ઊગ્યાથી તે સૂર્ય આથમે ત્યા સુધી) **પચ્ચક્ખામિ અસણં પાણં ખાઇમ સાઇમ અન્નત્થાણાભોગેણં સહસાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.**

(૯) ચરિત્યમસ્ત અથવા અભ્મત્તઠ્ઠ (ઉપવાસ—આનહી શતે ચઉવ્વિહારનાં પચ્ચક્ખાણ કરીને) પચ્ચક્ખામિ તિવિહં ચઉવ્વિહં પચ્ચક્ખામિ અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

(૧૦) અભિગ્રહ—દ્રવ્યથી, ક્ષેત્રથી, દેશથી, કાળથી, ભાવથી અભિગ્રહ ધારવો તે સબંધી) પચ્ચક્ખામિ ચઉવ્વિહં પિ આહાર પચ્ચક્ખામિ અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં (મોટાના કહેવાથી જમવું પડે તેનો આગાર રાખીને સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

## ઇતિ પચ્ચક્ખાણ સંપૂર્ણ

---

## પંચ પરમેષ્ઠીના ૧૦૮ ગુણ અર્થ સહિત
## અરિહંતના બાર ગુણ.

૧ જ્યાં જ્યાં ભગવંત સમોસરે ત્યાં ત્યાં ભગવંતના શરીરથી બાર ગુણો ઉંચો અશોકવૃક્ષ થઇ આવે તેની નીચે બેસીને પ્રભુ દેશના દે

૨ ભગવંતના સમોસરણમાં પાંચ વર્ણનાં અચેત ફૂલોની વૃષ્ટિ કરે તે ફૂલોના બીંટાં નીચે અને મુખ ઉપર રહે.

૩. જ્યારે ભગવંત દેશના દે ત્યારે ભગવંતનો સ્વર માલકોશ પ્રમુખ

૪ ભગવંતની બન્ને બાજુએ, રત્નજડિત સુવર્ણની ડાંડીવાળા શ્વેત ચામરો વીંઝાય

૫. ભગવંત હોય ત્યાં આકાશમાં નિર્મળ સ્ફટિકોનું રત્નજડિત સિંહાસન થઇ આવે.

૬ ભગવંતના મસ્તકના પાછલા ભાગે સૂર્યથી પણ અધિક પ્રકાશવાળું ભામંડળ થઇ આવે.

૭. ભગવંતના સમોસરણમાં ગંભીર શબ્દવાળી ભેરી વાગે

૮ ભગવંતના મસ્તક ઉપર અતિશય ઉજ્જવળ એવાં ત્રણ છત્રો થઇ આવે.

૯. જ્યાં જ્યાં ભગવંત વિચરે, ત્યાં ત્યાં ભગવંતની ચારે બાજુ પચીશ પચીશ જોજન સુધીમાં પ્રાયઃ રોગ, વૈર, ઉંદર, મારિ મરકી, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ દુષ્કાલ, પોતાના તથા પરના સૈન્યનો ભય એટલા વાનાં થાય નહિ. [ અવાયાપગમ અતિશય ]

૧૦. કેવળજ્ઞાન વડે ભગવંત લોક અને અલોકનું સ્વરૂપ સર્વ પ્રકારે દેખી રહ્યા છે.

૧૧. ભગવંતની રાજા, બળદેવ, વાસુદેવ, ચક્રવર્તી, ભવનપતિ, વાણુ-વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક પ્રમુખ ભવ્ય જીવો સેવા ભકિત કરવાની અભિલાષા રાખે છે. [ પરમ પૂજ્યપણાનો અતિશય ]

૧૨. ભગવંત એવી વાણીથી દેશના દે છે કે, દેવતા મનુષ્ય અને તિર્યંચ, એ સર્વે પોતપોતાની ભાષામાં સમજી જાય. [ અનંત વાણી અતિશય ].

## સિદ્ધભગવતના આઠ ગુણ.

૧. જ્ઞાનાવરણીય કર્મ ક્ષય થવાથી, સિદ્ધભગવંત લોકાલોકનુ સ્વરુપ કેવળજ્ઞાનથી જાણે છે

૨. દર્શનાવરણીય કર્મ ક્ષય થવાથી, લોકાલોકના સ્વરુપને દેખે છે. [ કેવળદર્શન ].

૩. વેદનીય કર્મ ક્ષય થવાથી, અવ્યાબાધપણું એટલે સર્વ પ્રકારની પીડારહિત છે. [ અનંત આત્મિક સુખ ].

૪. મોહનીય કર્મ ક્ષય થવાથી, **ક્ષાયિક સમકિતવાન છે.**

૫ આયુષ્ય કર્મ ક્ષય થવાથી, **અક્ષય** સ્થિતિવાન છે

૬. નામ કર્મ ક્ષય થવાથી, **અરૂપી,** વર્ણ, ગંધ, રસ અને સ્પર્શથી રહિત છે.

૭ ગોત્ર કર્મ ક્ષય થવાથી **અગુરુ લઘુ** અર્થાત્ ઊચ ગોત્ર અને નીચ ગોત્રથી રહિત છે.

૮. અંતરાય કર્મ ક્ષય થવાથી, અનંત આત્મિક શકિત છે.

## આચાર્યજીના છત્રીસ ગુણ.

૫. શ્રોતેન્દ્રિય, ચક્ષુઇંદ્રિય ઘ્રાણેંદ્રિય, રસેંદ્રિય અને સ્પર્શેન્દ્રિય પાંચ ઇંદ્રિયોને સંવરનાર હોય.

૯ નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર હોય.

૪ ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયથી મુકાયેલા હોય.

૫. પાંચ મહાવ્રતે કરી સહિત.

૫. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર. પાંચ આચાર સહિત હોય.

૫. ઇર્યા, ભાષા, એષણા, આદાનભંડ-મત્ત-નિક્ષેપના અને ઉચ્ચ પાસવણ ખેલ, જલ્લ, સિંઘાણ, પારિઠ્ઠાવણિયા એ પાંચ સમિ સહિત હોય

૩. મન, વચન અને કાયા એ ત્રણ ગુપ્તિ સહિત હોય.

## ઉપાધ્યાયજીના પચીસ ગુણ.

૧૧. આચારાંગ, સૂયગડાંગ, ઠાણાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞા ઉપાસકદશાંગ, અંતગડ, અનુત્તરોવવાઇ, પ્રશ્નવ્યાકરણ અને વિ એ અગિયાર અંગ પોતે ભણે અને બીજાને ભણાવે.

૧૨ ઉવવાઇ રાયપ્પસેણી જીવાભિગમ, પન્નવણા જંબુદ્વીપપન્ની ચંદ્રપન્નતિ, સૂર્યપન્નતિ, કપ્પિયા, કપ્પવડિંસયા, પુપ્ફિયા પુ ચુલિયા અને વન્હિદશા એ બાર ઉપાંગ પોતે ભણે અને બી ઓને ભણાવે.

૨ ચરણ-સિત્તરી અને કરણ-સિત્તરી એ બેઉને શુદ્ધ રીતે પાળે.

## સાધુજીના સત્તાવીસ ગુણ

૬ પાંચ મહાવ્રત અને છઠ્ઠું રાત્રિભોજન વ્રત પાળે.

૬ પૃથ્વી, અપ, તેઉ વાઉ, વનસ્પતિ અને ત્રસકાય એ છકાય રક્ષા કરે.

૬ પાંચ ઇંદ્રિય અને છઠ્ઠો લોભ તેનો નિગ્રહ કરે.

૧ ક્ષમા રાખે.

૧. ભાવ વિશુદ્ધ-ચિત્ત નિર્મળ રાખે.
૧ બાહ્ય ઉપકરણાદિનુ પડિલેહણ ઉપયોગ સહિત કરે.
૧. સંયમ જોગને વિષે યુક્ત હોય.
૩ મન, વચન અને કાયાને માઠા કાર્યમાં જતાં રોકી રાખે
૧. શીતાદિક બાવીશ પરિષહ સહન કરે.
૧. મરણાંત ઉપસર્ગ સહન કરે, પરંતુ ધર્મ મુકે નહિ

## શ્રાવકના ૨૧ ગુણ.

સમકિતી શ્રાવકનાં લક્ષણ શ્રાદ્ધવિધિ ગ્રંથમા નીચે જણાવેલા એકવીશ પ્રકારે બતાવેલાં છે

૧ તુચ્છ પરિણામી ન હોય.
૨ રૂપવંત હોય
૩ સ્વભાવે સૌમ્ય હોય.
૪ લોકપ્રિય હોય
૫ ક્રૂર ન હોય
૬ ભાગ્યવંત હોય
૭ મૂર્ખ ન હોય
૮ દાક્ષિણ્યયુક્ત હોય
૯ લજ્જાવંત હોય
૧૦ દયાવંત હોય.
૧૧ સમાન દૃષ્ટિ હોય
૧૨ ગુણાનુરાગી હોય
૧૩ ધર્મકથાકથક હોય
૧૪ રૂડા કુટુંબવાળો હોય.
૧૫ દીર્ઘદૃષ્ટિ હોય
૧૬ ધર્મ, અર્થ તથા કામવર્ગના વિશેષને જાણનાર હોય
૧૭ બાપદાદાના માર્ગને અનુસરનાર હોય
૧૮ વડીલોની મર્યાદા જાળવનાર હોય
૧૯ કરેલા ઉપકારને જાણનાર હોય
૨૦ પર જીવના હિતાર્થનો કરનાર હોય.
૨૧ સર્વ સારાં કાર્યમાં સાવધાન હોય.

સમકિતવંત અને બુધ્ધિવાન શ્રાવકોએ પ્રથમ તો ગૃહસ્થને ઉપયોગી વિદ્યાનો સંગ્રહ કરવો જોઈએ તેમ જ પોતાની સંતતિ વિદ્વાન થાય અને તેની વૃત્તિ સ્વધર્મ તરફ વળે તેવા ઉપાયો અને તેવી યોજનાઓ યોજવી જોઈએ કેમકે વિદ્યાવડે ગૃહસ્થ સર્વસ્વ મેળવી શકે છે અને નિપુણ બને છે વાસ્તે વિદ્યારૂપ ખેડવડે બુદ્ધિરૂપ પૃથ્વીને અવશ્ય સુધારવી જોઈએ.



# અથ શ્રી છ કાયનાં બોલ.



## પ્રથમ છ કાયનાં નામ કહે છે :-

૧ પહેલે બોલે ઇંદીથાવરકાય, ૨ બંભીથાવરકાય, ૩ સપિથાવરકાય, ૪ સુમતિથાવરકાય, ૫ પયાવચથાવરકાય, ૬ જંગમકાય. હવે તેના ગોત્ર કહે છે-૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય

(૧) પૃથ્વીકાયના બે ભેદ-સૂક્ષ્મ ને બાદર સૂક્ષ્મ તે કોને કહીએ હણ્યાં હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ, તે તો ફક્ત જ્ઞાની જ જાણે અને દેખે બાદર તે કોને કહીએ ? આપણી નજરે આવે અથવા ન આવે, હણ્યા હણાય, માર્યા મરે, બાળ્યા બળે, તેને બાદર કહીએ. તેના નામ કહે છે- ૧ પહેલે બોલે માટી ને મીઠાની જાત, ૨ ખડી ને ખારાની જાત, ૩ કાળસિંઢ મરડીઆ પાણા ને શિલાની જાત. ૪ હિંગળો ને હરતાલની જાત, ૫ ગેરૂ ને ગોપીચદનની જાત, ૬ રત્ન પરવાળાની જાત, ૭ સોળ જાતના રત્ન આદિ લઇને તેંતાળીસ જાતની પૃથ્વીકાય છે તેના એક કકડામા અસખ્યાતા જીવ શ્રી ભગવતે કહ્યા છે. જુવાર તથા પીલુ જેટલી પૃથ્વીકાય લઇએ, તેમાંથી એકેકો જીવ નીકળીને પારેવાં જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ તેના કુળ બાર લાખ ક્રોડ છે, તેનુ આઉખુ જઘન્ય અંતર્મુહુર્તનુ, ઉત્કૃષ્ટુ બાવીસ હજાર વર્ષનુ તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ

(૨) અપકાય તે પાણી- તેના બે ભેદ-સૂક્ષ્મ ને બાદર, સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમા ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ

હવે બાદર પાણીના નામ કહે છે-પહેલે બોલે વરસાદ ને કરાના પાણી, ૨ ઝાકળ ને ધૂમરના પાણી, ૩ કૂવા, નદી ને તળાવના પાણી,

૪ દરિયા ને જમનુનાં પાણી, ૫ ખારા ખાટાં પાણી ૬ મીઠાં મોળાં પાણી–એ આદિ લઈને ઘણી જાતનાં પાણી છે તેના એક બિંદુમાં અસંખ્યાતા જીવ શ્રી ભગવતે કહ્યા છે તેમાંથી એકેકો જીવ નીકળીને સરસવના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ. તેના કુળ સાત લાખ ક્રોડ છે તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટું સાત હજાર વર્ષનું તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

(૩) તેઉકાય તે અગ્નિ–તેના બે ભેદ–સૂક્ષ્મ ને બાદર સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ

હવે બાદર અગ્નિના નામ કહે છે–૧ પહેલે બોલે ચૂલા ને ભઠ્ઠીની અગ્નિ, ૨ ધૂમાડી ને તાપણીની અગ્નિ, ૩ ચકમક ને વીજળીની અગ્નિ, ૪ દીવા ને ઉમાડાની અગ્નિ, ૫ ધગધગતાં લોઢા ને અરણીની અગ્નિ, ૬ દાવાનળની અગ્નિ ૭ નીભાડાની અગ્નિ, એ આદિ લઈને ઘણી જાતની અગ્નિ છે તેના એક તણખામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવતે કહ્યા છે. તેમાંથી એકેકો જીવ નીકળીને ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ. તેનાં કુળ ત્રણ લાખ ક્રોડ છે તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટું ત્રણ અહોરાત્રિનું તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતા સુખ પામીએ.

(૪) વાઉકાય તે વાયરા–તેના બે ભેદ–સૂક્ષ્મ ને બાદર, સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ.

હવે બાદર વાયરાનાં નામ કહે છે–૧ પહેલે બોલે ઉગમણો ને આથમણો વા, ૨ ઉત્તર ને દક્ષિણનો વા, ૩ ઉંચો નીચો ને તિર્છો વા, ૪ વંટોળીઓ ને મંડળીઓ વા, ૫ ગુંજ વા ને સૂધ વા એ આદિ લઈને ઘણી જાતનો વાયરો થાય છે તે વાયરો શા થકી હણાય છે ?–ઉઘાડે મોઢે બોલવાથી ૨ ઝાપટ નાંખવાથી, ૩ સૂપડે ઝાટકવાથી ૪ ઝાડવાથી, ૫ કાંતવાથી, ૬ પિંજવાથી ૭ તાલોટા વગાડવાથી ૮ વિંઝણે વિંઝવાથી,

૯ હીંચોળે હીંચવાથી, એ આદિ લઇને ઘણી જાતનાં શસ્ત્રે કરી હણાય છે. એકવાર ઉઘાડે મોઢે બોલવાથી વાયરાના અસંખ્યાતા જીવ હણાય છે, તેમાથી એકેકો જીવ નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમા સમાય નહિ તેના કુળ સાત લાખ ક્રોડ છે તેનુ આઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટું ત્રણ હજાર વર્ષનુ. તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ

(૫) વનસ્પતિકાયના બે ભેદ–સૂક્ષ્મ ને બાદર. સૂક્ષ્મ તે કોને કહીએ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમા ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ તેને સૂક્ષ્મ કહીએ.

હવે બાદર વનસ્પતિના બે ભેદ–પ્રત્યેક ને સાધારણ. પ્રત્યેક કોને કહીએ? શરીરે શરીરે એકેકો જીવ હોય તેને પ્રત્યેક કહીએ અને એક શરીરે અનતા જીવ હોય તેને સાધારણ કહીએ. હવે પ્રત્યેકનાં નામ કહે છે–૧ પહેલે બોલે વૃક્ષ ને વેલાની જાત, ૨ રીગણી તળસી ને ગુલમની જાત, ૩ એરડા આકડા ધતુરાની જાત, ૪ દાડમ સેલડી ને કેળાની જાત, ૫ ધ્રો કેવડો દાભડો ને તરણાની જાત, ૬ ફૂલ કમળ ને નાગરવેલની જાત, ૭ બોરડી કેરડો ને કસેલાની જાત, ૮ જુવાર, બાજરો, મઠ, મકાઈની જાત ૯ તાદળજો, સુવા, મોઘરી, વાલોર ફળીનો જાત, એ આદિ લઇને ઘણી જાતની પ્રત્યેક વનસ્પતિ છે તેમા ભગવાને ત્રણ પ્રકારના જીવ કહ્યા છે. સખ્યાતા અસખ્યાતા અને અનંતા તેની દયા પાળીએ તો મોક્ષના અનતા સુખ પામીએ

હવે સાધારણ વનસ્પતિના નામ કહે છે–૧ પહેલે બોલે લીલફુગ સેવાળની જાત, ૨ ગાજર ને મૂળાની જાત, ૩ ડુગળી ને લસણની જાત, ૪ આદુ ને ગરમરની જાત, ૫ રતાળુ ને પીડાળુની જાત, ૬ કટાલો થોર, ખરસાણી, કુંવાર ને શેલરાની જાત, ૭ મોથ ને લુણીની જાત, ૮ ઉગતા અકુરા અને કુણી કાકડીની જાત એ આદિ લઇને ઘણી જાતની સાધારણ વનસ્પતિ છે એક કદમૂળના કકડામાં શ્રી ભગવતે અનતા જીવ કહ્યા છે તેના કુળ અઠ્ઠાવીસ લાખ ક્રોડ છે પ્રત્યેક વનસ્પતિનુ અઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટુ દશ હજાર વર્ષનુ અને સાધારણનુ જ ઉ અતર્મુહૂર્તનુ તેનો દયા પાળીએ તો મોક્ષના અનતા સુખ પામીએ

(૬) ત્રસકાય તેના ચાર ભેદ–૧ બેઇદ્રિય, ૨ તેઇદ્રિય, ૩ ચૌરિદ્રિય, ૪ પચેદ્રિય

